# ખંડ-કાવ્યો.

રચનાર:


સૌ. દીપકબા દેસાઇ,

'સ્તવનમંજરી'નાં લેખિકા.


શ્રી. મંજુલાલ મજમુંદારના 'પ્રવેશક' સહિત.

---

વિવરણ સહિત


પ્રસિદ્ધ કરનાર:

કુલીનચંદ્ર હીમતભાઇ દેસાઇ,

બી. એ.

---

સંવત ૧૯૮૨. ઇ. સ. ૧૯૨૬.

---

મૂલ્ય દસ આના.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૧ | મ્હું | મ્હેં |
| ૪ | ૫ | ાસધાવિયા! | સિધાવિયા : |
| ૫ | માર્જીનમાં લીટી ૧ | – | અનુષ્ટુપ્ : |
| ૭ | ૫ | સ-મુખ | સન્મુખ |
| ૮ | ૭ | જ્યોત્સના સમાન | સૌદામિની શી |
| ૧૦ | ૧ | સવર્ણ મૃગ ! | સુવર્ણ મૃગ ! |
| | ૮ | સળગા | સળગી |
| ૧૪ | ૧૭ | ર[illegible]ા; | રહ્યા; |
| ૧૫ | ૪ | વિનતા | વિનતી |
| | ૭ | ક્રોપિન | કૌપિન |
| ૨૧ | ૮ | તુળ | તુજ |
| | ૧૪ | જજ્જર | જર્જર |
| ૨૮ | ૧૬ | વધા | વધા |
| | ૧૮ | આશિર્વાદ | આશીર્વાદ |
| ૩૮ | ૩ | વષા | વર્ષા |
| | ૪ | કાદ | કદિ |
| ૪૫ | ૧૧ ના માર્જીનમાં | અ પૂ | અનુષ્ટુપ્ |
| ૪૬ | ૧૨ | પંયવરનું | પયવગરનું |
| | ૧૩ | કહેવા | કે'વા |
| | ૧૫ | દિયો | દ્યો |
| ૫૬ | ૨૦ | પદ પદ્મમાંહી | પદ--પદ્મમહીં |
| ૬૧ | ૧ | ધર્માસદ્દને | ધર્મીસદ્દને |
| ૬૩ | ૭ | વિસ્તારે | વિસ્તરે |

| | | | |
|---|---|---|---|
| | ૧૦ | ગે | ગૈ |
| ૬૪ | ૧ | – | (જોયા જગત ઘુમી...એ ઢાળ) |
| ૭૫ | ૨ | દેવીઓ | દેવીઓ શબ્દ ઓછો ગણવો. |
| ૭૭ | ૨ ના મારજીનમાં સોરઠો– | | ત્રીજી લીટીના મારજીનમાં સોરઠો વાંચવું. |
| ૮૦ | ૧૨ | મ્હોત | મ્હાત |
| ૮૭ | ૨ | લોહી | લોહીં |
| ૮૮ | ૧ | હૃદયમા | હૃદયમાં |
| ૮૩ | ૧૯ | સાદામિની | સૌદામિની |
| ૯૯ | ૧૦ | ફૂલથી | ફૂલેથી |

# પ્રસ્તાવના.

'સ્તવનમંજરી' નાં સ્તવનોના પહેલા સંગ્રહ પછી લેખિકાનો આ બીજો કાવ્યસંગ્રહ પ્રકાશમાં મૂકતાં, આનંદ અને ક્ષોભની મિશ્ર લાગણી થાય છે. આનન્દ એટલા પૂરતો કે ભક્તિનાં પદ રચવાનો મ્હાવરો એકલાં ભજનોથી નથી અટક્યો; પરંતુ બીજા વિષયોના પ્રદેશ તરફ લેખિકાની દૃષ્ટિ ખૂલવા માંડી છે. ક્ષોભ એટલા માટે થાય છે કે આ 'ખંડકાવ્યો'માં વિષયોનું વૈવિધ્ય છતાં, ત્હેમાંના વિચારો અને કલ્પનાનો અંશ સાહિત્યરસિક વાંચકવર્ગને ગમશે કે નહિ.

છતાં સળંગ કાવ્યો તરીકે, એક વસ્તુ લઇ ત્હેના જ ઉપર આખું કાવ્યચિત્ર દોરવાના પ્રયાસ તરીકે, આ 'ખંડકાવ્યો' નો સંગ્રહ ટૂંકાં કાવ્યો અને ટૂંકા રાસ વાંચી કંટાળતો જનસમાજ એક વાર વાંચી જવાની ઉદારતા બતાવશે તો જરૂર લેખિકાનો શ્રમ સાર્થક થયો ગણાશે; અને તે દ્વારા ત્હેના ઉત્સાહનું પોષણ પણ કરી શકશે.

કવિતા મૂળ અઘરો વિષય છે. ત્હેમાં વળી સંસ્કૃત છંદોનો જ ઉપયોગ, તે સાથે સંસ્કૃત સર્ગબદ્ધ કાવ્યોની શૈલીનું અનુકરણ કેટલાકને કદાચ નહિ પણ રૂચે; અને શિષ્ટ કાવ્યોનો આદર્શ નજર આગળ રાખી રચેલાં આમાંનાં કાવ્યો, કેટલાકને નીરસ પણ લાગે એવો ભય રહે છે.

આ બધી પરિસ્થિતિનો કંઇક વિચાર કરી, જેવાં છે ત્હેવાં આ કાવ્યોનું કેવલ રસગ્રાહક દૃષ્ટિથી લખેલું "વિવરણ" પુસ્તકને છેડે જોડવાની ધૃષ્ટતા કરી છે. અઘરા શબ્દોના અર્થ પણ ત્હેમાં જ આપી દીધા છે.

આ સંગ્રહમાંનાં કેટલાક કાવ્યો આ પહેલાં પ્રસિદ્ધ થઇ ચૂક્યાં હતાં, ત્હેને નવેસર સુધારી તથા બીજાં કેટલાંક અપ્રસિદ્ધ ઊમેરીને, આ સંગ્રહ તૈયાર થયો છે.

| | | | |
|---|---|---|---|
| | ૧૦ | ગે | ગૈ |
| ૬૪ | ૧ | – | (જોયા જગત ઘુમી...એ ઢાળ) |
| ૭૫ | ૨ | દેવીઓ | દેવીઓ શબ્દ ઓછો ગણવો. |
| ૭૭ | ૨ ના મારજીનમાં સોરઠો– | | ત્રીજી લીંટીના મારજીનમાં સોરઠો વાંચવું. |
| ૮૦ | ૧૨ | મ્હોત | મ્હાત |
| ૮૭ | ૨ | લોહી | લોહીઁ |
| ૯૮ | ૧ | હૃદયમા | હૃદયમાં |
| ૯૩ | ૧૯ | સોદામિની | સૌદામિની |
| ૯૯ | ૧૦ | ફૂલથીઁ | ફૂલેથીઁ |

આ ઉપરાંત શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ. એલ. બી.ની 'મોડર્નરીવ્યુ'માંની નોંધ તથા શ્રી. મંજુભાઇ હરગોવિન્દદાસ કાંટાવાળા એમ. એ. નો 'સાહિત્ય'માંના સમાલોચના—એ બન્ને દિલસોજ લખાણોથી લેખિકાને ખૂબ પ્રોત્સાહન મળ્યું હતું. સારા જ અભિપ્રાય લખવા માટે નહિ, પરંતુ 'દિલસોજ' અભિપ્રાય લખવા માટે—એ મુરબ્બીઓનો આભાર માનવો ઘટે છે.

છેવટમાં, 'સ્તવનમંજરી' વખતે લેખિકાનો "પરિચય" કરાવનાર શ્રી. ભાઇ મંજુલાલ રણછોડલાલ મજમુંદાર. બી. એ. એલ. એલ. બીએ આ પ્રસંગે પણ "પ્રવેશક"નો લેખ લખી આપીને તથા પુસ્તકના પ્રકાશનમાં કેટલીક અગત્યની સાહાય્ય આપીને લેખિકા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. તે બદલ ત્હેમનો ઉપકાર માનું તેટલો ઓછો છે.

આ સ્થળે બીજાં પણ કેટલાંક માસિકો તથા સાપ્તાહિકોએ લેખિકાની કેટલીક કવિતાને સ્થાન આપવાની જે ઉદારતા બતાવી છે, ત્હેમનો પણ ભેગો ઉપકાર અહીં માનવામાં આવે છે.

અધિક ચૈત્ર પૂર્ણિમા
સં. ૧૯૮૨;
રાજમહેલ રોડ—વડોદરા.

કુલીનચંદ્ર હીમતભાઇ દેસાઇ.

આ ' ખંડકાવ્યો ' નો સંગ્રહ આ સ્વરૂપમાં તૈયાર થવામાં, કેટલાંક ખાસ નિમિત્તો ઉપકારક નિવડયાં છે; ત્હેની નોંધ લઇએ.

'સ્તવનમંજરી'નાં છેક શરૂઆતનાં કાવ્યોને કોઇક સખ્ત ટીકાએ ઊગતાં જ દાબી દીધાં હોત, તો કદાચ આ બીજા સંગ્રહનો જન્મ પણ થવો અશક્ય હતો. વિવેચન એટલે એકલું ગુણદર્શન જ નહિ; પરંતુ મીઠાશથી કરાવેલું દોષદર્શન પણ ખરું. પુસ્તકનું એકાદ સારું તત્ત્વ ઊંચકી લઇ ત્હેને યોગ્ય રીતે વખાણવામાં, અને સાથે સાથે દોષ ન આવી જાય તે માટે સાવધાનતા રાખવાની સૂચના કરવામાં સારા વિવેચકનું કર્તવ્ય રહેલું છે.

એવા એક સારા વિવેચકના દ્રષ્ટિબિન્દુથી, એક ઊગતા લેખક તરફ—એક ઊગતાં સ્ત્રીલેખક તરફ સહાનુભૂતિની નજરે જોનાર કેટલાક સહૃદયી સજ્જનોએ જે પ્રોત્સાહન આપ્યું છે ત્હેમનો ઉપકાર, લેખિકાની વતી પ્રકટ કરવાની આ તક હું લઉં છું.

'પૂર્વસ્મરણ'નું પહેલું કાવ્ય ' રાજા દશરથની અંત ઘડી'ના નામથી 'કાન્તમાલા'ના સ્મારકઅંકમાં શ્રી પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર બી. એ. એ દાખલ કરીને ખૂબ પ્રોત્સાહન આપ્યું હતું. તે સિવાય, એ સહૃદયી કવિ-પંડિતે બીજાં કાવ્યો રચવામાં માર્ગદર્શન થાય ત્હેવી કેટલીક ઉપયોગી સૂચનાઓ કરીને, તથા કેટલાંક કાવ્યોમાં સુધારા સૂચવીને લેખિકાના અભ્યાસમાં શિષ્ટતા લાવવાની જે હોંસ બતાવી છે તે બદલ ત્હેમનો જાહેર ઉપકાર માનવાની તક અહીં લીધી છે.

બીજા સજ્જનોમાં "ગુણસુંદરી"ના પહેલા ઉત્સાહી તંત્રી શ્રી વજ્રકૃષ્ણ નાગરદાસ વર્મા, એમ. એસ સી, બાર. ઍટ. લૉ. તથા "શારદા"ના તંત્રી અને લોકસાહિત્યના પ્રચારકકવિ શ્રી. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા-એ બન્નેએ એમનાં માસિકોમાં જે સત્કાર આપ્યા કર્યો છે તે બદલ લેખિકા ત્હેમની ખાસ ઋણી છે.

મ્હારી સ્વર્ગસ્થ પુત્રી

બ્હેન ધર્મિષ્ઠાબાલાનાં

સ્નેહસ્મરણને

અર્પણ.

# સાંકળિયું.

મ્હારી સ્વર્ગસ્થ પુત્રી

બ્હેન ધર્મિષ્ઠબાળાનાં

સ્નેહસ્મરણને

અર્પણ.

# અર્પણ કાવ્ય.

(તોટક)

બ્રહ્મચારિણી ! અક્ષયધામ ગઇ,
ચિર શાન્તિ દીસે મળી બ્હેન ! તહીં:
ક્યમ આપ્તજનો હૃદયેથી ખસ્યાં ?
પ્રિય બાન્ધુતણાં સ્મરણો ન થયાં ?

સુખી રે' તું ભલે સુરભુવનમાં,
નવ આધિઉપાધિ નડે તનમાં;
સ્મરણો મીઠડાં તુજ આત્મનનાં;
સરલા ! સ્મરી હા ! ઝૂરું અંતરમાં.

કંઇ લ્હાવ લીધો નહિ જન્મ ધરી,
ગઇ "માધવ ! શ્યામસ્વરૂપ !" સ્મરી;
ફૂલપાંખડલી કરમાઇ અરે !
પ્રતિમા મધુરી નિરખું કંહી એ ?

શમતા અહ ! ક્યાં વિસરાઇ જતી ?
નવ એહ વિચાર ખૂટે મનથી;
ઉર-મન્દિરમાં પ્રિયમૂર્તિ ખડી,
રસકાવ્ય સમર્પું ત્હને મીઠડી !

# " પ્રવેશક. "

આજથી લગભગ બે વર્ષ ઉપર "સ્તવનમંજરી"નાં લેખિકા તરીકે સૌ. દીપકબા દેસાઇએ પોતાના કાવ્ય–પ્રયાસોની પહેલી ડુંખો સાહિત્યની ફૂલછાબમાં પધરાવી હતી. ત્યાર પછીના બે વર્ષના ગાળામાં એમનો કાવ્યરોપ ઠીક વધ્યો કહેવાય.

'મંજરી'નો 'પરિચય' કરાવતાં લખાયું હતું કેઃ "લેખિકાની કવિતાની વસન્ત મોડી બેઠી છે. જે ઋતુમાં બીજા કવિઓની કાવ્યવનસ્પતિ ફૂલ અને ફલના ભારથી લચી પડે છે, તે જ ઋતુમાં એમની પાસેથી તો મૃદુ સુગન્ધવતી મંજરી આપણને મળી છે." આમ સૌ. દીપકબાની સાહિત્યપ્રવૃત્તિ પાછોતર–કાળની છેઃ એમના જીવનનો વસન્ત ઊતર્યા પછીની છે.

કહેવાય છે કે રાયણ સાઠે વર્ષે ફળે છે; આંબો પાંચ વર્ષે મ્હોરે છે, કેળ ઉપરથી દોઢે વર્ષે કેળાં ઊતરે છે; ત્યારે કેટલીક વનસ્પતીના એક વર્ષમાં ત્રણ ત્રણ ફાલ આવે છે. આમ સૌ સૌની પરિપાકદશાનું વિશિષ્ટત્વ અનેરું જ રહે છે. છતાં સામાન્યતઃ જેમ ફાલ મોડો તેમ ફળમાં રસકસ વધારે;—તે જ પ્રમાણે સાહિત્યસૃષ્ટિમાં.

સૌ. દેસાઇની કાવ્યમંજરીની કૂંપળો ફૂટતાં જેટલો કાળ પસાર થયો છે તેટલા અન્તરાલમાં તેના કાવ્યરોપે બહુ નવો રસકસ ચૂસ્યો લાગે છે; અને તેથી એમની 'મંજરી'ને કણીઓ બેસતાં ઝાઝો કાળ વીત્યો નથી. મંજરીની આછી મીઠી સુવાસ આ " બંડકાળો "માં વધારે ઉત્કટ થવા પામી છે.

છૂટક છૂટક સ્તવનો, કાવ્યખંડો, ગીતો તથા રાસડાઓનો પ્રારંભકાળ વટાવી આ સંગ્રહમાંની કવિતા હવે કિશોર અવસ્થામાં પ્રવેશ કરે છે.

શરૂઆતની કાવ્યરચનામાં પહેલાં જે શીખાઉપણું, અચોક્કસપણું અને સામાન્ય જોડકડાંની કક્ષાનો થતો ભાસ–એ બધાં પ્રારંભદશાનાં ચિન્હો વધારે પ્રમાણમાં દેખાતાં, તે આ સંગ્રહમાં ઘણે અંશે અદૃશ્ય થવાં પામ્યાં છે. કેવળ ધર્મપ્રધાન કવિતાને બદલે બીજા અવનવા કાવ્યપ્રદેશો હવે લેખિકાની દૃષ્ટિ આગળ ખૂલવા લાગ્યા છે–એ સૌ. દીપકબાની કવિતા માટે સુચિન્હ છે. બે વર્ષમાં કરેલા સારી કવિતા રચવાના પ્રયાસો, લેખિકાને સારા પ્રમાણમાં ઉત્સાહ આપે એવા છે. એક રીતે આ સંગ્રહથી, સૌ. દીપકબાનો સાહિત્યના તપોવનમાં વિનીત વેષથી ' પ્રવેશ ' થયો છે-એમ ગણી શકાય; અને તેથી જ આ પ્રાસ્તાવિક લેખને પણ " પ્રવેશક " નામ આપવું ઠીક લાગ્યું છે.

આ કાવ્યસંગ્રહને " ખંડકાવ્યો "નું નામ આપવામાં આવ્યું છે. એ ' ખંડકાવ્યો ' એટલે શું ? હેનો જરા સ્થૂલ વિચાર કરિયે.

એક જ લોકોત્તર પ્રસંગને નજર આગળ રાખી, તે પ્રસંગનું ભાવ-પૂર્ણ લાગણીથી ઓતપ્રોત એવું રસમય વર્ણન–હેને કદાચ ખંડકાવ્ય કહીને ઓળખી શકાય; અથવા એક જ રસમય પ્રસંગ કે એક જ લોક-પ્રસિદ્ધ અથવા ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિનું સુન્દર કાવ્યચિત્ર–તે ખંડકાવ્ય. આ રીતે એક ગીતકાવ્ય અથવા ઊર્મિગીત ( Lyric ) પણ ખંડ-કાવ્ય કહી શકાય; પરંતુ હેમાં એક જ લાગણી અથવા એક જ વિચારને સંગીતપૂર્ણ રીતે–ઓછામાં ઓછી લીટીઓ વડે વર્ણવેલો હોવો જોઇએ. ભાવપ્રધાન કાવ્યચિત્રોમાં વર્ણનનું તત્ત્વ આગળ પડતું હોય; અને રસને અનુરૂપ છંદની વિવિધતા આવા કાવ્યરચનાને વિશેષ સફલતા આપી શકે.

લોક–સાહિત્યમાંનો ' રાસડો ' ખંડકાવ્ય સાથે ઠીક સરખાવી શકાય. રાસડામાં અમુક અસરકારક, સંભારી રાખવા જેવો અદ્ભુત

માનવપ્રસંગ લોકકવિએ વણી લીધેલો હોય છે; અથવા તો કોઇ તત્કાલીન ઇતિહાસની પ્રસિદ્ધ વ્યક્તિનું રેખાચિત્ર એમાં દોરેલું હોય છે. રાસડો ગેય છે; ગાવાને માટે જ રચાયલો હોય છે. પરંતુ આ રાસડામાં કલ્પના, વાણી, રસ, અલંકાર, ઊર્મિ—અને એકંદર કાવ્યતત્ત્વ નૈસર્ગિક સ્વરૂપમાં, કવિની આંખે જેમ જોવામાં આવ્યું હોય તહેવું જ 'સાંગોપાંગ અસલી સ્વરૂપમાં દેખા દે છે. એક રાસડો ઘણુંખરું એક જ ઢાળમાં રચાયલો હોય છે; અને ઘણુંખરું એક જ રીતે ગાઇ શકાય છે.

ખંડકાવ્યમાં, કલાત્મક અને કૃત્રિમ વિધાન પામેલી કવિતાદેવી કલ્પના, વાણી અને રસની ત્રિપુટીથી સંકૃત સ્થિતિમાં ઓપે છે. ખંડ-કાવ્યમાં, કલાકાર અંગત અનુભવને અમુક કલાત્મક સ્વરૂપ આપે છે; અને પછી તે અનુભવને ભાવને અનુરૂપ વાણીમાં અનુકૂલ વૃત્તાદ્વારા વ્યક્ત કરે છે. રાસડાનો કવિ નૈસર્ગિક કવિ છે: ખંડકાવ્યનો કવિ કવિ ખરો: પરંતુ કલાકાર વધારે.

ખંડકાવ્યમાં કલાનું તત્ત્વ આગળ પડતું રહે છે. સરલ શબ્દરચના અને સરલ છંદોમય રચના એ કાવ્યકલા કહેવાય ખરી; પરંતુ તે સાધારણ પ્રતિની કલા કહેવાય. સર્વાંગસુંદર કાવ્ય લખવામાં જે કલા અપેક્ષિત છે તહેવી ઉચ્ચ કોટિની કલા, અસાધારણ શક્તિથી અને સાવધાનતાભર્યાં અથાગ શ્રમથી જ સાધ્ય છે.

કાવ્યના એક પણ વિચારનો પૂર્વાપરસબંધ શિથિલ થતાં આખા કાવ્યના સમગ્ર અર્થને અને ત્હેના કાવ્યત્વને હાનિ આવે, ત્હેના વિચારને દર્શાવવા જે શબ્દોનો ઉપયોગ થયો હોય તે શબ્દાવલીમાં જરાતરા ફેરફાર થવાથી તે વિચાર તે જ સ્વરૂપે નિષ્પન્ન થઇ ન શકે; અને વિચારનો અનુક્રમ આઘોપાછો થતાં કાવ્યની અસરમાં ફેર પડી જાય; અને આવી રીતની ઘટનામાં, સુંદર કલ્પનાનો પ્રસાદગુણ, લોકોત્તર વિચારનું સરલ સુંદર અને સાર્થક શબ્દોમાં નિરૂપણ તથા ભાવને અનુરૂપ મધુર

છંદરચના—એ બધાનો સહયોગ સમગ્ર કાવ્ય વાંચતાં હૃદયમાં આનન્દની લાગણી પ્રેરે—તો તે સર્વાંગસુંદર કાવ્ય કહી શકાય. ખંડકાવ્યનો આદર્શ એ જ હોઇ શકે.

અંગ્રેજી બેલડ ( Ballad ) ની રચના ખંડકાવ્ય કરતાં રાસડા સાથે વધારે મળતી આવે છે. 'બેલડ' શબ્દમાં 'ગોળ કુંડાળું કરીને તાળીઓ પાડતાં પાડતાં નાચવું અને સાથે સાથે ગીત લલકારવું'—એવો અર્થ ઉદ્દીષ્ટ છે. બેલડનો વિષય ખંડકાવ્યને મળતો હોય છે; પરંતુ ત્હેમાં ગીતતત્ત્વ આગળ પડતું અને એકસરખું હોય છે. ખંડકાવ્યમાં છન્દોનું ગેયત્વ વૈવિધ્યભર્યું હોય છે; અને આવું વૈવિધ્ય ખંડકાવ્યની રચનામાં અવનવા પહેલ પાડે છે.

ખંડકાવ્ય ગેય છે એમ એક દૃષ્ટિએ કહી શકાય; પરંતુ રામ-સભામાં ગાવા રચાયલું રામાયણનું કાવ્ય જેમ ગેય કહેવાય, નાટકોમાંના સંસ્કૃત વૃત્તો જેમ ગેય ગણાય, અને સંસ્કૃત પુરાણકથાઓનાં કીર્તન જેટલે અંશે ગેય કહી શકાય તેટલે અંશે ખંડકાવ્ય પણ ગેય છે; પરંતુ પ્રબંધાત્મક ગીતગોવિન્દ કાવ્ય જેવી. પ્રબંધમાંની આગળ પડતી ગેયતા ત્હેમાં નથી.

ખંડકાવ્યોની રચના તો મુખ્યત્વે કરીને સંસ્કૃત કાવ્ય-સાહિત્યમાંથી જ શરુ થયેલી છે. ઉપનિષદ્કાળનાં કથાનકોને વટાવ્યા પછી કાલિદાસનાં "ઋતુસંહાર" અને મેઘદૂત"—આ પ્રતીનાં કાવ્યો છે. એ સુન્દર કાવ્યોમાં ભાવનું—લાગણીનું પ્રાધાન્ય છે. ત્હેની સાથે વર્ણનનું તત્ત્વ પણ ઘણું આગળ પડતું જોવામાં આવે છે. એમાં સૃષ્ટિ-સૌન્દર્યનાં વર્ણનોની સાથે માનવલાગણીઓનો સાક્ષાત્કાર પણ કવિએ ચતુરાઇથી જોડી દીધો છે. 'ઋતુસંહાર'માં તો વળી રસનું ઔચિત્ય વિચારી છન્દોનું પણ વૈવિધ્ય જાળવવામાં આવ્યું છે.

સંસ્કૃત સાહિત્યનાં આ લોકપ્રસિદ્ધ ખંડકાવ્યો છે. તે સિવાય મહાકાવ્યોની રચનામાં કાવ્યના ખંડ જે 'સર્ગ' હેવો દરેક સર્ગ—તે પણ ખંડકાવ્ય જેવો લાગે છે. 'અજવિલાપ' અને 'રતિવિલાપ' જેવા સર્ગોને આ દષ્ટિથી લાક્ષણિક ખંડકાવ્ય કહી શકાય. ગુજરાતી સાહિત્યમાં આ સર્વાંગસુન્દર કરુણપ્રશસ્તિનાં ખંડકાવ્યો ભેગું જેનું નામ સંભારી શકાય એવી નરસિંહરાવની "સ્મરણ–સંહિતા" છે.

પુરાણોમાંનું કોક ઉપાખ્યાન, આવી વ્યાપક રીતે વિચારતાં ખંડકાવ્યના ચૉકઠામાં ગોઠવી શકાય. કોઇ પુરાતન સ્થાનનો મહિમા ગાતું કાવ્ય કે પૂર્વે થઇ ગયેલા મહાત્માની પ્રશસ્તિનાં કાવ્યો—એ પણ ખંડ-કાવ્યોનો એક રમણીય પ્રદેશ છે. અંગ્રેજીના ઓડ (Ode) નામના કાવ્ય–પ્રકાર સાથે આ ઠીક સરખાવી શકાય.

ખંડકાવ્યમાં સર્વાનુભવરસિક તત્ત્વ મુખ્ય છે; એની બીજી વ્યાખ્યા–'પરલક્ષી સંગીતકાવ્ય' વ્યાપક અને બોધક છે.* "હૃદયની લાગણી ઊભરાઇ જઇને હૃદયને પરવશ કરે, એ લાગણીને સબળ સંવાદયુક્ત લયબદ્ધ ગીતરચનામાં ગોઠવાય, ત્હારે સંગીતકાવ્ય ઉત્પન્ન થાય; વળી એ હૃદયની લાગણી કવિની પોતાની હો વા પારકી હો. પારકી લાગણી જોડે પરલક્ષી કવિ પણ તન્મય થઇ જાય, કેવલ વૃત્તાન્તકથન અથવા નાટક–ઘટનનાં બન્ધનો તોડીને, એ લાગણીને વ્યક્તિગત દર્શાવી ત્હેનો પ્રવાહ રેલાવે, તે પ્રસંગે પરલક્ષી કાવ્ય આત્મલક્ષી કાવ્યથી દૂર રહીને પણ સંગીતકાવ્યના પ્રદેશમાં પ્રવેશ કરે છે."

સામાન્ય રીતે સર્વાનુભવરસિક અથવા પરલક્ષી કવિતાના ત્રણ વિષય–સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ–એ ત્રણેની ખીલાવટ ઉપર

---

*ન. ભો. દીનું 'શૈવલિની'નું 'પુરસ્કરણ' પૃ. ૪૩.

કવિની કવિતાની સફલતા છે. વર્ણન, વૃત્તાંત અને મનોવૃત્તિ–એ ત્રણેનું યથાસ્થિત અને સાચ્ચું વર્ણન આવાં કાવ્યોમાં અવશ્ય આવવું જોઇએ; અને જેટલે અંશે એમાંની વિશિષ્ટતા સુસાધ્ય થાય તેટલે અંશે લેખકની કલાની પણ સફલતા ગણાય છે.

ખંડકાવ્યોના વિષયોમાં ( ૧ ) પુરાણપ્રસિદ્ધ વસ્તુ–પ્રસંગ; ( ૨ ) ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓનો જીવનપ્રસંગ; ( ૩ ) લોકપ્રસિદ્ધ પુરાતન સ્થાનોનો ઐતિહાસિક પ્રસંગ; ( ૪ ) સૃષ્ટિસૌંદર્યના પદાર્થોનો રસમય આલેખન પ્રસંગ; અથવા તો ( ૫ ) સામાન્ય જીવનમાંથી અસામાન્ય બોધ શીખવતો કવિદૃષ્ટિએ મહત્વનો પ્રસંગ અથવા તો સામાન્ય સામાજિક પ્રસંગમાંથી લોકોત્તર આનન્દ આપવાનો પ્રસંગ–એ પ્રકારના વિષયો બહુધા કવિઓએ સળંગ કાવ્યોની રચના માટે પસંદ કરેલા લાગે છે.

પુરાણકથામાંથી પ્રસંગ લઇ, પોતાની સમર્થ કલમથી રસમય વાતો આપનારું ખંડકાવ્યોનું વિશિષ્ટ સાહિત્ય મરાઠી વાઙ્મયમાં અસ્તિત્વ ધરાવે છે. મહાકવિ પ્રેમાનન્દના સમકાલીન અરાડમા શતકના કવિ વામન પંડિતનાં "પ્રકરણો" સંસ્કૃત છન્દોબદ્ધ, પુરાણકથાઓના વિષય લઇને રચેલાં આવાં ખંડકાવ્યો જ છે. બીજી રીતે કહિયે તો, હરિકીર્તનકારોને કથા કહેવામાં અનુકૂલ પડે ત્હેવાં શિષ્ટ છતાં ટૂંકાં પ્રાસાદિક કાવ્ય અને આવાં "પ્રકરણો" માં ઝાઝો ભેદ નથી. મુક્તેશ્વર, શ્રીધર અને મોરોપંત જેવા સમર્થ મરાઠી કવિઓએ આ પ્રકારનું સાહિત્ય ખૂબ વધાર્યું છે.

† "પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાંના કથાભાગમાંથી હૃદયસ્પર્શી સંજોગોને વિષય તરીકે લઇને ત્હેમાં દીપ્તિ પૂરનારા માનવહૃદયના ઉચ્ચ,

---

† **ન. ભો. દી.** નું '**શૈવલિની**'નું '**પુરસ્કરણ**' પૃ. ૩૩.

ગમ્ભીર અને અલૌકિક ભાવનું આલેખન–સમર્થ લેખની વડે આલેખન'',
—એ પહેલા પ્રકારનાં ખંડકાવ્યોનો વિષય છે.

ગુજરાતી સાહિત્યમાં આ ખંડકાવ્યોની પદ્ધતિનું પહેલું ગુજરાતી કાવ્ય કાન્તનું, પાંડુશાપનો પ્રસંગ વર્ણવતું "વસન્તવિજય" છે. 'આ કાવ્યમાં ભાવની સફળ જમાવટ માટે ભિન્નભિન્ન છન્દોની જે સુઘટિત ઘટના કરવામાં આવી છે, અને એક વિનાશકારી પ્રસંગને પણ સ્વાભાવિક અને અનિવાર્ય પરિણામ તરીકે જણાવી આખા કાવ્યને કોમળ લાગણીથી જેવી મનોગમ છાપ અપાઇ છે–ત્હેવી છાપ પાડનાર આ કાવ્ય પહેલું જ હોય એમ લાગે છે.' આ કાવ્યમાં મણિશંકરે સૌથી પ્રથમ, ભાવને અનુરૂપ છન્દો ફેરવવાની અને આ જાતનાં ખંડકાવ્યો લખવાની રીતિ શરૂ કરી.

પુરાણપ્રસિદ્ધ વિષયો લઇને રચાયલાં બીજાં ખંડકાવ્યો ગુજરાતી સાહિત્યમાંથી ગણાવિયે તો–મણિશંકરનું 'દેવયાની' અને સહદેવનું 'અતિજ્ઞાન'; કલાપીનું 'ભરત'; લલિતનું 'બાહુક'; નરસિંહરાવની બુદ્ધચરિતના પ્રસંગોની છાયા–'મહાભિનિષ્ક્રમણ' અને 'તદ્દગુણ', તથા 'ઉત્તરા અને અભિમન્યુ' તથા 'શાન્તનુ અને મત્સ્યગંધા'; બોટાદકરનું 'ઊર્મિલા', 'બુદ્ધનું ગૃહાગમન', (દુષ્યન્તનો) 'પશ્ચાત્તાપ' અને 'રામાશ્વમેધ'—એટલાં વિશિષ્ટ કાવ્યો આ વિભાગમાં ગણાવી શકાય.§ આ વિભાગમાં, માનવહૃદયભાવને આલમ્બન કરનારાં, પુરાણાદિક કથામાંથી પાત્ર વીણી કાઢીને એ ભાવને આલેખનારાં કાવ્યો આવે છે.

§ અહીં, અને બીજે પ્રસંગે જે કાવ્યોનાં નામ ઉદાહરણ તરીકે ગણાવ્યાં છે તે માત્ર લાક્ષણિક ગણીને જ આપ્યાં છે. તે સિવાયનાં રહી રહેલાંની, ઉપેક્ષા કે અવગણના કરવાનો ત્હેમાં હેતુ નથી.

ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓના જીવનપ્રસંગ આલેખનાર ખબરદારનું —હલધીઘાટ આગળ રાણા પ્રતાપ સાથે ઝૂઝનાર 'શૂરા બાવીસ હજાર' નું ગીત, મગનભાઇ પટેલનું 'ક્ષાત્રપાળ પ્રતાપ'; ન્હાનાલાલનું 'રાજરાજેન્દ્રને'‡ તથા 'ચિત્રદર્શનો' માંનાં કેટલાંક, કલાપીનાં 'બિલ્વમંગળ' અને 'મહાત્મા મૂળદાસ;' તથા બોટાદકરનું 'એભલ વાળો'—એ કાવ્યોમાં ઇતિહાસપ્રસિદ્ધ વ્યક્તિઓનાં શિષ્ટ કાવ્યચિત્રો છે.

લોકપ્રસિદ્ધ પુરાતન સ્થાનોનાં ઐતિહાસિક શબ્દચિત્રોમાં નર્મદનું 'કબીરવડ', ન્હાનાલાલનું 'ગિરનારને ચરણે' તથા 'ગુજરાત;' અને બોટાદકરનું 'સૌરાષ્ટ્ર' અને 'શત્રુંજય'—એ કાવ્યોમાં કવિઓએ 'શિલાઓમાંથી ધર્મોપદેશ અને વહેતાં ઝરણોમાંથી શાસ્ત્રો' નાં રહસ્ય ઉકેલી બતાવ્યાં છે. આલંકારિકોએ આ જ અર્થમાં કવિને દ્રષ્ટા કહ્યા છે; કારણ કે ત્હેમણે-

'તે એક શૈલકણનું ઉર ભેદી જોતાં,
ઇતિહાસવાહી લીધ દર્શન ત્યાં પ્રભુનાં— '

કુદરતના પદાર્થોનું સજીવારોપણ કરીને, સૃષ્ટિસૌન્દર્યમાં માનવલાગણીઓનો સાક્ષાત્કાર જોવાની વૃત્તિથી જેમ કાલિદાસનો યક્ષ મેઘની સાથે સન્દેશો મોકલે છે; ત્હેવી જ કંઇક પદ્ધતિથી લખાયલાં, પ્રકૃતિનાં વ્યક્ત સ્વરૂપોના વર્ણનનાં કાવ્યો ગુજરાતી ખંડકાવ્યોનું સાહિત્ય ગૌરવવન્તુ રાખે છે. રચનકાલની આનુપૂર્વીમાં 'વસંતવિજય' થી પણ પ્રથમ એવું નરસિંહરાવનું 'ચન્દ્ર' કાવ્ય આ વિભાગનાં ખંડકાવ્યોમાં પણ પહેલું છે.

એ સુન્દર અને રમતિયાળ શૈલીમાં રચાયલા કાવ્યના મોળા અનુકરણરૂપ કલાપીનું 'કમલિની' રચાયું હતું. કુદરતનાં પશુ, પક્ષી, ફૂલ, ચંદ્ર, તારા વગેરે પદાર્થોની પશ્ચાદ્‌ભૂમિ ઉપર રચાયલાં ભાવપ્રધાન કાવ્યો અ।

---

‡ 'ગુજરાતી સાહિત્યના વિશેષ માર્ગસૂચક સ્તમ્ભો'માં ત્હેને Ode કહ્યું છે.

વિભાગમાં આવી શકે. કાન્તનું 'ચક્રવાક મિથુન' અને 'કલ્પના ને કસ્તુરી-મૃગ'; કલાપીનું 'સારસી', 'કન્યા અને ક્રૌંચ', 'વીણાનો મૃગ'; નરસિંહરાવનું 'ચંડોલ' અને 'ઘૂવડ' (અનુવાદ કાવ્યો), ખબરદારનું 'ચમેલી', ન્હાનાલાલનું 'શરદ પૂનમ'—એ અને એવાં કેટલાંક સુન્દર કાવ્યો ગુજરાતી કાવ્યસાહિત્યના શણગારરૂપ છે.

ઉપર જણાવેલા વિભાગોમાં બંધબેસતાં નહિ, છતાં 'ખંડકાવ્ય'ના ચોકઠામાં અમુક અંશે ગોઠવી શકાય એવાં—કેશવલાલ ધ્રુવનું 'છાયાઘટકર્પર' નું સુન્દર યમકપૂર્ણ કાવ્ય; બાલાશંકરનું 'ક્લાન્ત કવિ', વસન્તવિનોદીનું 'કુમારિકા' અને 'વિધવા', ત્રિભુવન કવિનો 'કલાપી-વિરહ' તથા નરસિંહરાવની 'સ્મરણસંહિતા'—એ કાવ્યોની નોંધ વગર ખંડકાવ્યોનો ઇતિહાસ અધૂરો જ રહ્યો ગણાય.

ખંડકાવ્યની ભૂમિકાનો છેલ્લો વિભાગ—સામાન્ય માનવપ્રસંગમાંથી અસામાન્ય બોધતત્ત્વ તારવી કાઢવાની અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થની જે કવિદૃષ્ટિ અને સૂક્ષ્મ કલાદૃષ્ટિ—ત્હેણે સામાન્ય જીવનના પ્રસંગોમાંથી ઊંચું કાવ્યતત્ત્વ અને રસિકત્વ જગતને માટે ઊપજાવી આપ્યું છે.

કવિહૃદયને એક સામાન્ય પ્રસંગ હલમલાવી નાખવાને અને દયાર્દ્રતાથી કવિતા રચવાની પ્રેરણા કરવાને બસ છે. ત્હેને માટે અદ્ભુત કે અસાધારણ વસ્તુસ્થિતિની જરૂર નથી. વળી સામાન્ય મધ્યમ વર્ગના કૌટુમ્બિક અને સાંસારિક જીવનમાં રોજરોજ અદ્ભુત પ્રસંગો બનતા નથી. તેથી પ્રાકૃત લોકોની નજરે એવા સર્વસાધારણ પ્રસંગોમાં કાવ્યત્વ ન જણાય; પરંતુ સહૃદયી કવિદૃષ્ટિને સામાન્ય પ્રસંગ ઓછી અસર કરતો નથી. કુમળા ગૃહભાવને આલેખનાર કાવ્યો તથા ગોપજીવનનાં ગોપકાવ્યો આ વિભાગમાં ઠીક શોભે છે.

આ પ્રકારની રસદૃષ્ટિ વાળી શૈલીના અનુકરણરૂપે, કલાપીનાં 'ગ્રામ્ય-માતા', 'વૃધ્ધ ટહેલિયો,' અને 'અસ્વસ્થ ગૃહિણી;' કાન્તનું 'રમા;' ખબરદારનું 'મહામારી,' 'પત્રપ્રતીક્ષા,' 'લગ્નોધ્યતા;' ન્હાનાલાલનું 'ઋણ;' કેશવ શેઠનું 'ગોપલીલા;' સુમન્તનું 'ગોપિકા;' ડાહ્યાભાઇ પટેલનું 'દૂધને રોટલો'—એના જેવાં કાવ્યો સામાન્ય માનવજીવનમાંથી ઊંડો બોધ અને સાત્વિક આનન્દ વાંચકને તારવી આપે છે.

આ પ્રકારે ખંડકાવ્યોની સાહિત્યસમૃદ્ધિ ઉપલક દૃષ્ટિએ વિચાર્યા પછી સાહિત્યના ઉત્તરોત્તર વિકાસમાં તે કયે તબકકે ઉત્પન્ન થવા માંડયાં તે જોઇએ. પ્રાચીન કાવ્યસાહિત્યનો ઉત્તરોત્તર વિકાસ અને ઉત્કર્ષ વિચારિયે છિયે ત્યારે જણાય છે કે: પ્રારંભકાળમાં છૂટાં છૂટાં પદો અથવા તો ન્હાના ન્હાના પ્રસંગોનાં લગભગ એક જ લાંબા પદમાં આપી દીધેલાં ટૂંકાં વર્ણનો લખાતાં હતાં; ત્હેને બદલે, ધીમે ધીમે સંબંધવાળાં લાંબાં અને સળંગ આખ્યાનોનો યુગ પ્રાચીન કાળમાં બેસી ચૂકયો હતો.

તેમ અર્વાચીન કાવ્યસાહિત્યમાં પણ ટૂંકાં કાવ્યો અને મુકતકોનો યુગ વટાવી, કવિતા પ્રમાણમાં કંઇક લાંબાં ખંડકાવ્યોમાં વ્યકત થતી જાય છે. હવે અમુક લાગણી કે અમુક પ્રસંગનું સુન્દર સંપૂર્ણ બયાન આવી જાય ત્હેવા ન્હાના ન્હાના લેખો વધ્યે જાય છે.

આધુનિક કાવ્યસાહિત્ય ઘણું ખરૂં ટૂંકાં કાવ્યો અને મુકતકોનું જ બનેલું છે. એનું કારણ કદાચ, અંગ્રેજી મહાકાવ્યો ઉપરાંત અંગ્રેજી ઊર્મિગીતો-( Lyrics ) નો સવિશેષ અભ્યાસ—એ હોય એમ સંભવે છે. વળી લેખકોની મનોદશા, આપણા જમાનાની વધતી જતી નિર્બલતા, અને મનની ચંચલતા—એ બધી વિરૂદ્ધ પરિસ્થિતિ, લાંબાં કાવ્યો રચાવાને માટે પ્રતિકૂલ છે. સ્થિરતા, એકસરખી ( sustained ) કલ્પના, તથા

એકાગ્રતાની સમાધિનો સતત યોગ—એ સર્વ, કવિતા લખનારાઓમાંથી વિરલ થતું જાય છે. એટલે પરિણામે, લાંબાં કાવ્યો—ખંડકાવ્યો—મહાકાવ્યો સાહિત્યમાં વિરલ, અતિવિરલ જન્મતાં લાગે છે.

પરંતુ ખંડકાવ્યોના સારા ફાલ પછી, ગુજરાતી સાહિત્યને ઊંચાં મહાકાવ્યો મળવાનો યુગ આવતાં બહુ વિલમ્બ નહિ થાય—એમ આશા રાખવી અસ્થાને નથી.

અત્યાર સુધીમાં મહાકાવ્યો રચવાના ત્રણ પ્રયાસો—કોણ જાણે કેમ—સાહિત્યની તત્કાલીન પરિસ્થિતિને લીધે, અથવા તો લેખકની અપક્વ કલાને લીધે સફલતા પામી શક્યા નથી. ભીમરાવનો અધૂરો રહેલો ‘પૃથુરાજ રાસો’ વ્યાકરણદોષવાળી ક્લિષ્ટ ભાષા તથા અસ્પષ્ટ અલંકારો—જેવી કલાની ખામીને લીધે ઉત્કૃષ્ટ મહાકાવ્ય થઇ શક્યું નહોતું. ‘પૃથુરાજ રાસા’ ની જેમ અધૂરો રહેલો મહાકાવ્યનો ત્હેવો જ પ્રયાસ કલાપીના ‘હમીરકાવ્ય’ નો છે. એ કાવ્યખંડમાં પણ કલાપીની વિશિષ્ટ અને ખરી શક્તિઓ વ્યક્ત થઇ શકી નથી. માત્ર દોલતરામનું ‘ઇન્દ્રજિત-વધ કાવ્ય’ સંપૂર્ણ થઇ શકેલું સંસ્કૃતપદ્ધતિ ઉપર રચાયલું એકલું મહાકાવ્ય છે. એમાં કવિની પ્રતિભા જણાય છે; છતાં ભાષાના કેટલાક અશુદ્ધ સંસ્કારો અને ક્લિષ્ટ, અગમ્ય તથા દુર્ઘટ શૈલી ત્હેની લોકપ્રિયતાની આડે આવે છે. સંકૃત મહાકાવ્યોના અનેક ગુણોમાં સરલતા એ એક સારો ગુણ ગણાય છે. શબ્દોની તથા વાક્યરચનાની વિકૃતિ અને છન્દનું ખાડખચડાપણું કાવ્યના ગુણાંશને ખૂબ હાનિકારક છે. સંસ્કૃત વલણનું વિશેષ પ્રમાણ, મહાકાવ્યોની સાદાઇ અને સાહજિકતાને બાધક નિવડે છે.

ચોથું મહાકાવ્ય, છોટાલાલ નરભેરામ ભટ્ટનું ‘શાન્તિસુધા કાવ્ય’ શિષ્ટતાનાં સારાં તત્ત્વોથી ભર્યું છે. છતાં એમાં દલપતશાહી કાવ્યપદ્ધતિ

તરફ વધારે ઝોક છે. કેટલેક ઠેકાણે સામાન્ય વર્ણનનો અતિમોહ, એ મહાકાવ્યનો વણાટ જરાક ફીસો અને ઢીલો કરી નાખે છે, એમ કહેવું પડે છે. શબ્દલાઘવ એમાં જોઇએ ત્હેવું નથી. છતાં વીસમી સદીની શરૂઆતમાં રચાયલું અને શુદ્ધ છન્દ તથા સુશ્લિષ્ટ ભાષાથી શોભતું એ કાવ્ય, ભવિષ્યમાં સારો આદર પામશે એમ આશા રહે છે.

આમ ખંડકાવ્યોનું પૂર્ણ વિકસિત સ્વરૂપ તે મહાકાવ્ય. ગુજરાતને એવું વિશિષ્ટ અને સર્વમાન્ય થાય એવું મહાકાવ્ય આપનાર સમર્થ મહાકવિ હજી જન્મ્યો લાગતો નથી; અથવા જન્મ્યો હશે તો ત્હેના હૃદયના ગુપ્ત ભંડાર હજી ગુજરાતે નિહાળ્યા નથી.

પ્રત્યેક સર્વાંગસુન્દર ખંડકાવ્ય કાવ્યકલાનો અચ્છો નમૂનો છે. પરંતુ સંસ્કૃત કાવ્યોનો આદર્શ મનમાં રાખી ઘડાયલી આ ખંડકાવ્યોની શિષ્ટ શૈલી, અને ત્હેની રચનામાં કવિએ યોજેલી સૂક્ષ્મ કલા સૌ જનો ન પીછાની શકે એ સ્વાભાવિક છે. એટલે લોકપ્રિયતાની દૃષ્ટિએ, ખંડકાવ્યને સામાન્ય વાંચકોનો જોઇયે તેટલો આદર મળી શકે એમ સંભવ નથી.

પ્રાચીન કવિઓનાં આખ્યાનો તથા લોકકવિના રાસડાઓ જેવી રીતે સમાજના નીચામાં નીચા થર સુધી પહોંચી ગયા છે, અને લોકહૃદયનો સત્કાર મેળવી રહ્યા છે તેટલા પ્રમાણમાં આદર અને સત્કાર આ શિષ્ટ વિદ્વદ્ભોગ્ય ખંડકાવ્યો ન મેળવી શકે એ ખુલ્લું છે. છતાં ખંડકાવ્યોમાં, સર્વમાન્ય થવાનો એક એવો ગુણ છે કે પુરાણનાં આખ્યાનો જે ભક્તકવિઓ લખતા ત્હેમનામાં સાંપ્રદાયિક દૃષ્ટિ રહેવા પામતી તે આવાં તટસ્થ અને રસગ્રાહક કવિદૃષ્ટિથી રચેલાં ખંડકાવ્યોમાંથી અદૃશ્ય રહે છે.

'કલા સર્વોપભોગ્ય હોવી જોઇએ', એ સૂત્રનો અર્થ જેઓ એમ કરતા હોય કે બધા માણસો કાવ્ય સ્હમજીને રસ લે એવાં કાવ્યો તે જ કાવ્યો ગણાય—તો એવાઓને મતે આ ખંડકાવ્યો લોકભોગ્ય થઇ નહિ શકે; પરંતુ તેમ થવાનું કારણ એ નથી કે આ કાવ્યોનું વાતાવરણ પરદેશી છે, વસ્તુ અપરિચિત છે અથવા તો શૈલી અવનવી છે. ખંડકાવ્યમાં, ફક્ત સંસ્કૃત શિષ્ટ સાહિત્યનાં સર્ગબદ્ધ કાવ્યોની રચનાપદ્ધતિ અનુસરાય છે અને વિવિધ વૃત્તોની યોજના થાય છે– તેટલે અંશે કેળવણી થી અસ્પૃષ્ટ જનસમાજને આ ખંડકાવ્યોનું સાહિત્ય વાંચવું કે સ્હમજી શકવું અઘરૂં પડશે; પરંતુ તેટલા માટે એ કાવ્યોનું કાવ્યત્વ જે હશે તે કંઇ મટી જવાનું નથી.

ખંડકાવ્યોની રચનામાં પ્રાસની નવીનતા, છન્દોનો વૈભવ, શબ્દોનુ પ્રભુત્વ, વાણીનું મીઠું સંગીત, વર્ણનનું સચોટપણું, ભાવની મૃદુતા, ઋજુતા, ઉદારતા, શૈલીનું શબ્દલાઘવ અને લક્ષ્યવેધિત્વ, અને આખા ખંડકાવ્યમાં સૂત્રરૂપે રહેલી અખંડભાવની સમગ્રતા—એ સર્વમાં પ્રત્યેક કવિની કલા વિશિષ્ટ રીતે પ્રતીત થાય છે.

આટલી ખંડકાવ્યો વિષે ઊડતી સમાલોચના કર્યા પછી પ્રસ્તુત " ખંડકાવ્યો " ના સંગ્રહ તરફ નજર કરિયે.

આ પ્રકારનો એકલાં " ખંડકાવ્યો " નો કાવ્યસંગ્રહ, કદાચ આધુનિક સાહિત્યમાં પહેલવહેલ્લો છે. એટલે બીજા કોઇ શિષ્ટ કવિએ ખંડકાવ્યો રચ્યાં નથી અથવા તો હેમનાં કાવ્યોનો સંગ્રહ થયો નથી એમ કહેવાનો અહીં આશય નથી.

સંસ્કૃત છન્દોના રમ્ય સંમિશ્રણવાળી, ગુજરાતી કવિતાના નવયુગમાં કાન્તે શરૂ કરેલી 'વસન્તવિજય' જેવાં કાવ્યોની શૈલી, હવે કોઇથી અજાણ

નથી. એટલે તે શકવર્તી ખંડકાવ્યના રચાયા પછી કાન્ત, કલાપી, લલિત, નરસિંહરાવ, ન્હાનાલાલ, ખબરદાર, બોટાદકર–વગેરે કવિઓના કાવ્યસંગ્રહોમાં આ વર્ણનાત્મક–પરલક્ષી સંગીતકાવ્યની શૈલીનું સફલ અનુસરણ થયેલું જોઇ શકાય છે.

પરંતુ આ કવિઓએ પોતાનો એકકે સંગ્રહ ખાસ આવાં વર્ણનાત્મક કાવ્યોથી શણગાર્યો નથી. એવો સંગ્રહ, હવે કોઇ કવિસંગ્રાહક કરવા ધારે તો થઇ શકે ખરો; પરંતુ વીસમી સદીના પ્રથમ ચરણના આ અગ્રગણ્ય કવિઓએ કેવલ વર્ણનાત્મક–પરલક્ષી શૈલી ને પ્રધાન શૈલી ગણી, ખાસ ત્હેવાં જ કાવ્યોથી પોતાનો એકાદે સંગ્રહ તૈયાર કર્યો નથી. આ દૃષ્ટિએ આ સંગ્રહ સાહિત્યમાં વિરલ છે એમ કહી શકાય.

વળી એક પ્રશ્ન સૂઝી આવે છેઃ જો સૌ. દીપકબા હાલના કવિતાસાહિત્યના અર્વાચીન યુગમાં જન્મ્યાં ન હોત અને પ્રાચીન 'આખ્યાનો'ના યુગમાં જન્મ્યાં હોત તો–મીરાંબાઇએ જેમ ' જાણ્યું જાણ્યું હેત તમારૂં જાદવા રે લોલ ' એ પદમાં " સતભામાનું રૂશણું " લખ્યું છે; કૃષ્ણાબાઇએ જેમ ' હો રમતાં રઢ લાગી રાણીને ' એ ધ્રુવપદવાળો " સીતાજીની કાંચળી"નો પ્રસંગ ગાયો છે; પૂરીબાઇએ જેમ કડવાબદ્ધ " સીતામંગળ"નું કાવ્ય રચ્યું છે; અને એક અપ્રસિદ્ધ નાગર સ્ત્રીકવિ લક્ષ્મીબાઇએ સં. ૧૮૯૦ માં " સમુદ્રમન્થન"નો પ્રસંગ નવ કડવામાં રચ્યો છે–તેમ સૌ. દીપકબા દેસાઇએ પણ આ "ખંડકાવ્યો"માંના પ્રસંગોનાં જેટલાં આ ખંડકાવ્યો છે તેટલાં દેશીબદ્ધ અને કડવાબદ્ધ ટૂંકાં ટૂંકાં આખ્યાનો જ રચ્યાં હોત.

પરંતુ પશ્ચિમની સંસ્કૃતિના દેશભરમાં ફરી વળેલા જુવાળને લીધે, તથા આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યના નવા આરંભાયેલા અભ્યાસને લીધે,

આધુનિક ગુજરાતી સાહિત્ય અને હેમાં યે ગુજરાતી કાવ્યસાહિત્ય ઉપર ભારે અસર થવા પામી છે. હેને પરિણામે જ આ યુગમાં જન્મનાર લેખિકા ખંડકાવ્યો રચવાની પદ્ધતિ સ્વીકારે છે—હેને યુગમહિમા જ કહેવો પડે.

આ સંગ્રહમાં વીસ કાવ્યો છે; અને તેટલા જ પ્રસંગો છે. સંગ્રહમાંનાં બધાં કાવ્યોનું કાવ્યતત્ત્વ એક સરખું જણાતું નથી; અને તેમ હોવું શક્ય પણ નથી. એક જ કવિની ચઢતી ઊતરતી કૃતિઓ, ઘણી ખરી સામાન્ય અને કોક જ ધન્ય ક્ષણે જન્મે છે; એટલે સૌ સૌના ગુણાંશમાં પણ ફેર રહે જ. ધન્ય ક્ષણે રચાયલી કૃતિઓ કવિને પણ ધન્ય બનાવે છે.

આ સંગ્રહમાંનાં સારાં કાવ્યો ઘણાં સારાં છે; અને ગમે તે શિષ્ટ કવિની કલમને ઝેબ આપે હેવાં છે. વીસમી સદીના પ્રથમ ચરણનાં ખંડકાવ્યોનો વિશિષ્ટ સંગ્રહ જો કોઈ તરફથી તૈયાર કરવામાં આવે તો આ સંગ્રહમાંથી નિદાન બે ત્રણ કાવ્યો તો જરૂર હેમાં સ્થાન પામે જ;—અને એટલી હકીકત, હમણાં હમણાં જ સાહિત્યજીવનની શરૂઆત કરનાર સ્ત્રીકવિને માટે ઓછી ગૌરવવન્તી ન કહેવાય.

આ સંગ્રહમાંનાં કાવ્યોના વિષયો પુરાણપ્રસિદ્ધ તથા ઇતિહાસ-પ્રસિદ્ધ છે. એવા પ્રસિદ્ધ પ્રસંગો પસંદ કરવાથી કેટલોક લાભ અને કેટલોક અલાભ પણ છે. જાણીતો વિષય વાંચકને સ્હમજવો સરલ પડે; પરંતુ એ જાણીતા વિષયના વર્ણનમાં જો ચમત્કાર ન આવે અને રસની અખંડ છાયા વાંચકને મુગ્ધ ન કરી શકે તો એવા પ્રયાસો નિષ્ફલ થવાનો વધારે સંભવ છે.

આ સંગ્રહમાંનાં પહેલાં ત્રણ કાવ્યનો વિષય રામાયણી કથાની રસ-ખાણમાંથી લેવાયો છે. પછીનાં નવનું મૂળ મહાભારતમાં જોઇ શકાય છે. છેવટનાં આઠ કાવ્યોમાંનો ઘણો કથાભાગ રાજપૂત ઇતિહાસે પૂરો પાડ્યો છે.

આમ આ સંગ્રહમાં પ્રસંગોનું વૈવિધ્ય સારૂં સચવાયું છે; છતાં હજી કુદરતનાં શબ્દચિત્રોનો સુન્દર પ્રદેશ લેખિકાને ખેડવાનો બાકી છે. કેવલ વર્ણનાત્મક કૃતિઓને બદલે ભાવાત્મક અને કલ્પનાત્મક શૈલીમાં વિહાર કરવાનો પ્રયાસ આદરવાની જરૂર છે. તેમ થવા માંડશે તો જ વર્ણનમાં ચમત્કાર અને રસની ભરતી આવશે. વળી, વર્ણનાત્મક શૈલીમાં બોધાત્મક શૈલીનું જ્યારે સંમિશ્રણ હોય ત્યારે કાવ્યની અસર ક્યારે મોળી થઇ જશે એ જાણવું ઘણું અઘરૂં પડે છે; તે પણ સાવધાનતાથી વિચારવું પડે.

વળી એકલાં ઇતિહાસનાં પાનામાં સચવાઇ રહેલાં અને તેથી પ્રસિદ્ધિ પામેલાં, સ્ત્રી અને પુરૂષો—એ જ પ્રભુની સૃષ્ટિમાં ખરાં મ્હોટાં અથવા તો વંદ્ય અને પ્રશંસનીય છે એમ નહિ. જગતનાં ખરાં મહાન લોકોને તો ઇતિહાસ નોંધી શક્યો જ નથી. વનકુસુમોની જેમ પોતાના જીવની મૃદુસુગન્ધ ફેલાવી, એક દિવસની જીંદગી સફળ કરી જનાર એવાં લોકોને તો સાચા કવિઓ જ ઓળખે છે અને ઓળખાવે છે જગતની દૃષ્ટિએ સામાન્ય જીવન ગાળનાર આ લોકોમાં મહત્તા નિહાળનાર અસામાન્ય નજરવાળો કવિ, કેટલાંક ઘણાં સુન્દર કાવ્યો આપી શકે છે. આ પ્રદેશ તરફ લેખિકાનું ધ્યાન ખેંચાય એ ઇષ્ટ છે.

આ ખંડકાવ્યોમાંનાં કેટલાંક કાવ્યોમાં આ બોધાત્મક Didactic શૈલી આગળ પડતી છે. વાંચનારને બોધનું સૂચનમાત્ર થવા દેવાનું ન ગમતું હોય તેમ પ્રત્યક્ષ નીતિબોધનાં સત્યો જ્યારે કવિ કહેવા મંડી જાય છે ત્યારે કવિ, કવિ મટી જઇ ઉપદેશક બની જાય છે. તો પણ બોધાત્મક પદ્યોમાં ખરો કાવ્યરસ ન જ હોય એ વિચાર ઘણાને સંમત થઇ શકતો નથી તેમ અમને પણ સંમત નથી. છતાં યે એ તો લક્ષ્યમાં રાખવું ઘટે છે કે વ્યંગ્ય જે કાવ્યનું જીવનસર્વસ્વ તે જ્યારે સાધારણ થઇ જાય ત્યારે કાવ્યમાં બહુ ચમત્કાર રહેતો નથી.

આ સંગ્રહમાંનો નિદાન ચતુર્થાંશ, તો આધુનિક કાવ્યસાહિત્યમાં લેખિકાનો સારામાં સારો ફાળો છે. ' પૂર્વ સ્મરણ, ' ' દયાનું ઝરણ, ' ' સ્વધામ ગમન, ' સાધ્વી રાજુલ ' અને ' નવરોઝ ' એ પાંચ કાવ્યોમાં લેખિકાની વિશિષ્ટ શૈલી પૂર્ણ વિકાસને પામી હોય એમ જણાય છે.

પહેલામાં, રામ–વનવાસ પછી દશરથને જે શૂન્યતા સાલતી હતી ત્યાંથી કાવ્યનો ઉપાડ થયો છે. બીજામાં, મહાભારત યુદ્ધની લગલગ સાંઝ પડવા આવી હતી તે પ્રસંગે સ્ત્રીહૃદયની અસાધારણ ક્ષમા અને દયાવૃત્તિ બતાવતો પ્રસંગ વર્ણવાયો છે. ત્રીજામાં, યુધિષ્ઠિરના હૃદયમાં ભાઇના લાંબા વિયોગથી જે ખાલીપણું લાગતું હતું અને એક મહાપુરૂષના તિરોધાનરૂપી અનિષ્ટ ભાવીની આશંકા થતી હતી તે પ્રસંગ, ભાગવત પ્રથમસ્કંધ અ. ૧૪-૧૫ ઉપરથી સૂચિત થયો લાગે છે. જૈન ધર્મની પ્રસિદ્ધ સાધ્વી રાજીમતીનો ઇતિહાસ પણ પહેલવહેલો કવિતા માટે પસંદ કરાયો લાગે છે. પ્રાચીન ઇતિહાસ પછી, અર્વાચીન ઇતિહાસમાંનો 'નવરોઝ' નો નીતિ શોધક પ્રસંગ જોસદાર ભાષામાં આલેખાયો છે.

ઉત્તમોત્તમનું નિર્દેશન કરાવવું એટલે તેથી બીજાં ઉત્તમને વિસરી જવાનાં નથી. મધ્યમવર્ગમાં આવી શકે એવાં–' ' ચિત્રદર્શન ' નું અનુવાદકાવ્ય ' વિજયાદશમી, ' ' ગર્વખંડન ', ' ગિરનારનો યોગી ', ' માનભંગ '—વગેરે, સારામાં ગણાવી શકાય. વિસ્તારભયથી પ્રત્યેક કાવ્યની નોંધઅહીંથી પડતી મૂકવી પડે છે.

લેખિકાનો પ્રિય રસ કરૂણ છે; અને ભવભૂતિએ કહ્યું છે તેમ એ કરૂણના જ વિવર્તોરૂપે બીજા રસ જૂદાંજૂદાં નિમિત્તે કવિહૃદયને હલમલાવે છે. વળી આ રસમાંથી કવિના કૌટુમ્બિક જીવનમાં પણ કૈંક ડોકિયું થઇ શકે છે. પ્રારંભનું કાવ્ય તેમ જ અવસાનનું કાવ્ય પણ અલૌકિક ઘટનાથી આખા સંગ્રહને એક જ લાગણીથી સાંકળી લે છે. સાધુદંપતિના ઉરની

પરાળથી દાઝી રહેલો દશરથ 'પૂર્વ-સ્મરણ' દ્વારા થયેલા પશ્ચાત્તાપથી શુદ્ધ થાય છે–'પસ્તાવો પાપીના દિલે, પાપનાં પડને ધૂવે'—એ કથન સાચું પાડે છે. સંગ્રહમાંનું છેલ્લું કાવ્ય બંધ કરતાં એની એ વિષાદની છાયા ઝાંખી થવાને બદલે ઘાડી થાય છે; અને ત્હેમાં વળી છેલ્લો શ્લોક બંધ કરતાં તો આંખમાંથી એકાદ આંસુ ટપક્યા વગર ભાગ્યે જ રહે–એવી શોકચ્છાયા જામે છે:

'ઝંકાર ઝાંઝરતણા ન હવે સુણાયે,
કલ્લોલતું સદન હા ! સૂનકાર ભાસે !
તત્ત્વો ભળ્યાં પ્રકૃતિમાં પલમાં : છતાં શું ?
—એ પુણ્ય રાખ મહિં ઊડતી કીર્તિ–રેણુ !'

સાથે સાથે લેખિકાનો બીજો પ્રિય વિષય–'એ પુણ્યરાખમહિં ઊડતી કીર્તિ–રેણુ'–પુણ્યવન્તાંઓની કીર્તિની કથાઓ અને ત્હેમની પ્રશસ્તિઓ રચવાનો છે. તેમ કરવામાં લેખિકાને ખૂબ હોંસ હોય એમ લાગે છે. પાતિવ્રત્યનો ઉચ્ચ આદર્શ, ક્ષત્રિયવટનો ટેક, વીરજનોનાં શૌર્યગીત–એ બધી સામગ્રી પણ આ સંગ્રહમાં ઠીક ઠીક પીરસાઇ છે. 'ગર્વખંડન' માં ભીમની ઉક્તિઓ, 'નવરોઝ' માં લાલબાનાં વેણ, 'માન–ભંગ' માં ચંદ્રમુખીને લાગેલો ચટકો–વગેરે પ્રસંગો વીરતાના સારા નમૂના છે. તે ઉપરાંત 'ગિરનારના યોગી' માંનો આછો હાસ્યરસ, તથા બીજાં કેટલાંકમાંનો–ખીલી રહ્યો ફૂલ ગુલાબસરિખડો તું, ના દાંતથી દૂધ સૂકયું, સુકુમાર બાપુ!'–ના જેવી લીંટીઓમાં સ્ત્રીહૃદયનો સ્વભાવજન્ય વત્સલ રસ આ કાવ્યોમાં ભૂલી જવાયો નથી.

લેખિકાના સંસ્કૃત છન્દો ઘણેભાગે શુદ્ધ છે; છતાં હજી લઘુગુરુની છૂટ લેવા જેટલી હથોટીમાં ઊનતા જણાય છે, તોપણ કેટલાક છન્દો ઉપરનો કાબુ ખાસ પ્રશંસનીય છે, અનુષ્ટુ઼્ અને વસન્તતિલકા જેટલા

લેખિકાને સુસાધ્ય છે, અને જેટલા પ્રમાણમાં આપોઆપ શ્લોકબદ્ધ સ્વરૂપમાં દર્શન દે છે–તેટલે અંશે બીજા છન્દો, હજી વિચારને સ્વાધીન હોય તેમ અનુસરતા નથી.

અહીં કેટલાંક સફલ ઉદાહરણો ટાંકવાની ઇચ્છા ન છૂટકે દાબી દેવી પડે છે. છતાં વાંચક જોઇ શકશે કે આવા શિષ્ટ શ્લોકોને કોઇ ઉત્તમ કવિની કવિતાભેગા લખી દેવામાં આવે તો અસલ અને ઊમેરા–એ બેને જૂદાં પાડવાં કદાચ કઠિન માલુમ પડે. એટલે આ સંગ્રહમાં જેટલું સારૂં છે તેટલું લેખિકાને શિષ્ટ કવિ થવાની પ્રારંભદશામાંથી ઠીક આગળ લઇ જાય છે.

છેવટમાં, આ કેટલોક પ્રત્યક્ષ બોધકથનો અને નીતિનાં સત્યો કેટલીક વખત એવી સચોટતાથી અને ટૂંકાણમાં આપી દેવાયાં છે કે હેનો આઝો ઉપયોગ હેને લોકપ્રિય કરી શકવાને સમર્થ છે. થોડીક વાનગી આપિયે:—

'પ્રભો ! સોંપુ હને ચિન્તા, તું સાચો વિશ્વપાલકઃ
ધાર્યું હેં તે જ થવાનું, મિથ્યા માનવ–હુંપદ '—'પૂર્વસ્મરણ'

'અજાણ્યા આંધળા ઘાનો, રોષ ના ધરિયે જરાઃ

× × × ×

કિન્તુ કર્મ કરે જેવાં, હેવાં ફળ જ સાંપડે '—'પૂર્વસ્મરણ'

'કરો હેવું પામો, જગતપતિને ન્યાય સવળો
ઠરો ઠારી બીજાં, અવર દૂભવો તો દુઃખ રળો '—'પૂર્વસ્મરણ'

'રહ્યો ગર્વ કદિ કો'નો, અખંડ અવની પરે ?'—'ગર્વખંડન'

'વિશ્વનાં પૂતળાંકેરો, એ સાચો સૂત્રધાર છેઃ
અમાપ હરિલીલાનો, કોણ કો' જાણનાર છે?'—'ગિરનારનો યોગી'

‘ પરનારીની પ્રીત, વિષવેલી વિષધરતણી:
મ બોલ, મરીશ ખચીત, કીચક ! રાવણકુલ સમ. ’

—‘ પાંચાલીના જીવન પ્રસંગો ’

‘ હતો હીણો તે નીચ ચિન્તવી કૂલ્યો
નૃશંસ હઇડે પડ્યો કૂડો પડ્યો ’—‘ દયાનું ઝરણ ’

‘ પસ્તાવો પાપીના દિલે, પાપનાં પડને ધૂવે:
દયાનાં ઝરણો ભેગાં, પુણ્યનાં પાણીડાં વહે ’—‘ દયાનું ઝરણ ’

‘ તે જ ધનુષ્ય ને બાણ, રથ ઘોડા પણ તે જ હા !
પલટ્યો જ્યારે ભાણ, ત્યારે હું હારી ગયો ! ’—‘ સ્વધામ ગમન ’

‘ શમ દમ સત્ત્વનાં તત્ત્વો, કસોટીથી વધુ ઝગે:
તવાતાં ને ટીપાતાં તો, તેજ કુન્દનનાં વધે ’—‘ ધર્મસંકટ ’

‘ જીવતા જીવ મારીને, શું આનન્દ થવો ઘટે? ’—‘સાધ્વી રાજુલ’.

‘ પતંગ શા નેત્રાન્ધ, સૈરન્ધ્રી–રૂપદીવડે;
ના જાણે કામાન્ધ, સો કીચક હોમાઇ ગયા?’—‘ પતિવ્રતા.’

‘ ભલે જીવ સો જાય, ના મરશો શતપાલક ’—‘ પરમાર જગદેવ ’

‘ અક્ષરદેહ રહે આહીં, સ્થૂલ દેહ જતો ભલે;
નવખંડ પછી એનો કીર્તિ દીપક શો ઝલે ! ’—‘પરમાર જગદેવ’

‘ શરમની શ્યામ શાહી તો, ઢળી છે શાહને મુખે.’—‘ નવરોઝ ’

'સ્નેહ શું ? સુખ શું ? એવું, જીવી જેણે દીઠું નથી;
હોમાઇ દેશકાજે જે, એવી છે કોણ એ સતી ?'—'કૃષ્ણાકુમારી'

—આ પ્રકારની નોંધવા લાયક વિશિષ્ટતાવાળો કાવ્યસંગ્રહ ત્હેમાંથી ઊણપોને ઢાંકી દે છે; કારણ કે ઉપર ટાંકેલા વાક્યખંડો સાચ્ચી હીરાકણીઓ જેવા છે. એમાં કવિત્વ ઝળહળે છે; કવિતાનો પ્રાણ એમાં પૂરાયો છે.

અર્વાચીન કાવ્યસાહિત્યમાં આવો સુન્દર સંગ્રહ ઊમેરવાને માટે સૌ. દીપકબા દેસાઇને અભિનન્દન આપી આ લાંબો પ્રવેશક લેખ હું બંધ કરૂં છું.'

ઘંટિયાડા,
વડોદરા.
} મંજુલાલ રણછોડલાલ મજમુંદાર.

" क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया मतिः।

तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनाऽस्मि सागरम् ॥

कवि कालिदासकृत रघुवंश.

## ૧

# પૂર્વ-સ્મરણ.



શાર્દૂલવિક્રીડિતઃ "કૌસલ્યા સખિ! આજ આ હૃદયના ચીરા અરેરે! થયા-
 પ્હેરી વલ્કલ રામ, લક્ષ્મણ, વધૂ સીતા વને સંચર્યાં !
પૂર્વે થૈ ગયું ઘોર કૃત્ય મુજથી તે, હાય ! આંખે તરે-
સાધુદંપતિની વરાળ ઉરની, હા ! દેવિ ! આજે ફળે !"

વસંતતિલકાઃ "હું યૌવરાજ્યપદ ભોગવતો હતો, ને
રાને જ કાળ વહતો જઇ સ્થાન સ્થાને;
લેઇ ધનુષ્ય મૃગયા રમવા જતો હું,
નિર્દોષ કૈંક મૃગલાં હણીં મોજ માણું:

ઉપજાતિઃ "જલે ભરાતો ઘટ હોય જેવો,
દૂરે સુણ્યો ત્યાં કંઇ શબ્દ મ્હેં તો;
મહિષ ધારી ઝટ બાણ માર્યું,
હું મૂર્ખથી તે કળીં ના શકાયું.

અનુષ્ટુપ્ઃ

" 'અરેરે ! ઓ હરિ !' એવો શબ્દ ત્યાં શ્રવણે પડ્યોઃ
બન્યો હું બ્હાવરો દેવી ! દોડી સત્વર ત્યાં ગયો.

શિખરિણીઃ

" અને શું ત્યાં દીઠું—દિઙ્મૂઢ ખરે ! હું બની ગયોઃ
બિચારો કોઇ ત્યાં, કુમળી કદળી શો ઢળી પડ્યો !
પડ્યો છે ઘા ઊંડો, અરર ! વહતી રક્ત.સરિતા—
ગળામાંથી બોલે, કરૂણ વચનો. 'હા ! થયું શું આ ?'

" પિતામાતા મ્હારાં મુજવિણ અરે ! ઝૂરી મરશે—
જઇ બ્હેલા ઘોને જલ; જલ વિના કેમ જીવશે ?
પિતામાતાને લૈ તિરથ કરવાને નિસરિયો,
વિધિ રૂઠ્યો ત્યાં તો—હત નૃપતિ ! ત્હેં આ જીવ હર્યોઃ "

અનુષ્ટુપ્ઃ

" લીધો મ્હેં અંક સૂવાડ્યો, અંગોમાં કૈં વળી કળ;
ફરી ધર્મજ્ઞ એ બોલ્યો, કષ્ટે કાઢી ઝીણા સ્વરઃ

'ભલે મૃત્યુ થતું મ્હારૂં, કર્મયોગે સહુ બને—
અંધ માતપિતા કિન્તુ અરેરે ! ઘોર આ વને !

'પ્રભો ! સોંપુ ત્હને ચિન્તાહિતું સાચો વિશ્વપાલક;
ધાર્યું ત્હેં તે જ થાવાનું, મિથ્યા માનવ—હુંપદ.

માલિનીઃ

સુરપતિ ગુણ ગાઇ, વત્સ સ્વર્ગે સિધાવ્યો
શરમમહિં ડુબાડી, આત્મ મ્હારો હત્યારો;
જલ લઇ જવ છાનું વૃદ્ધની પાસ મૂકયું
—કયમ નહિ સુખ જીવ્હા ! કોણ છે રે ! કહે તું ?

લલિતઃ

દુઃખદ વાતને કેહવી પડી,
જરઠ એ ગયાં સાંભળી છળી;

બહુ બહુ હું તો માફી માગતો,
કરગરી વદ્યો આંસુ સારતો;

" અરર પુત્ર તોના શકું દઇ,
પણ રહું જ હું પુત્ર તો થઇ;

ગણું પિતા જનેતા સમાં સદા,
વચનના ખરા રાખશો સદા. "

" પણ શું પુત્રની ભીંડ ભાગશે? '
વદી તપસ્વી બે આંસુડાં ભરે. "

અનુષ્ટુપ્‌ઃ

" આશાતન્તુ તૂટ્યો રાજા ! હવે શું જીવવું ભલા !
અજાણ્યા આંધળા ધાનો, રોષ ના ધરિયે જરાઃ

કિન્તુ કર્મ કરે જેવાં, ત્હેવાં ફળ જ સાંપડેઃ
ક્ષમા અમારી ના ચાલે, તું યે પુત્ર-પૂંઠે મરે.'

શાલિનીઃ

" ના ના પીધું, અંધયુગ્મે જ વારિ,
ના સત્કારી, યાચના લેશ મ્હારીઃ
નિસાસામાં બેય ત્યાં પ્રાણ ત્યાગે;
રે રે ! ત્રણેને અગ્નિને સોંપિયાં મ્હેં !

અનુષ્ટુપઃ

" બહુ વર્ષ વહયાં દેવી ! વીસર્યો એહ શાપનેઃ
ફરીથી આંખની સ્હામે, એ હવે જોઉં પાપનેઃ !

ખંડ કાવ્યો.

શિખરિણીઃ

" ખરે છે આ શય્યા જરૂર મુજ મૃત્યુતણી હવે,
અરેરે ! ચીરાતું હૃદય રજ શાન્તિ ન ધરશે !
જીવું શાને કાજે કદિ ય ફરી જો રામ ન મળે ?
ઝળું શ્વાસે શ્વાસે–ઠરું ઝટ યમાલિંગન મળ્યે ! "

અનુષ્ટુપ્ઃ

મધ્યરાત્રિ વીતી ચાલી રાય સ્વર્ગ સિધાવિયાઃ
અજાણ્યે થૈ ગયો'તો ઘા, ત્હો યે આ ફળ પામિયા.

શિખરિણીઃ

' કરો ત્હેવું પામો ' જગતપતિનો ન્યાય સબળો,
ઠરો ઠારી બીજાં: અવર દૂભવો તો દુઃખ રળો;
સ્વયં રામે જેને, શિશુપણું ધરી પૂજ્ય ગણિયા,
ન ત્હેને યે કાજે, નિયમ પ્રભુકેરા લવ ચળ્યા.



## ૨

# ચિત્રદર્શન.

લક્ષ્મણ:

આર્ય ! આજ્ઞા દીધી ત્હેવું, આલેખ્યું ચિત્રવર્ણન:
પાટી પરે ચિતારાએ, નિહાળો રઘુનન્દન !

રામ:

દેવીના ચિત્તને કાજે, ઠીક વિનોદ ગોઠવ્યો;
ક્યાં સુધી આવ્યું છે ચિત્ર, વત્સ લક્ષ્મણ ! તે કહો.

લક્ષ્મણ:

રણયજ્ઞ કરી પૂરો, પ્રસ્થાન કરતાં હતાં;
અગ્નિદેવે દીધાં દેવી, મૂર્તિમન્ત વિશુદ્ધિ શાં.

**રામ:**

વસંતતિલકા: જે જાનકી પ્રગટી જન્મથકી વિશુદ્ધ,
જેનાથી વન્હિ પણ થાય ખરે જ શુદ્ધ;
વાગ્બાણ હા ! કઠિન લોકતણાં ન લાગે;
તે કારણે બન્યું સીતા ! કર માફ આજે,

હા ! પુષ્પ સૌરભભર્યું શિર ના ચઢાવ્યું,
રોળાયું હાય ! ચરણોથી છુંદ્યું બિચારૂં !

**સીતા:**

ઓ નાથ ! લેશ મનમાં નવ શોક ધારો.
રે ! પૂર્વકર્મ નડિયાં, સહુ દોષ મ્હારો.

**લક્ષ્મણ:**

અનુષ્ટુપ્: જુઓ માતા ! અહીં આવો, કરોને ચિત્રદર્શન;
જાણે આજ બન્યું સર્વે, ભાસ એ’વો થતો મન !

શાર્દૂલવિક્રીડિત: કેવો સુન્દર લગ્નમંડપ રચ્યો, ઊભા નરેન્દ્રો તહીં,
જો કોદણ્ડ મૂક્યું તહીં શિવતણું, કેવી પ્રતિજ્ઞા હરી:—
“જે આ શિવધનુષ્ય આજ ઊચકે, પામે સીતા સુન્દરી;
જે એ અદ્‌ભુત દાખવે પ્રવીણતા, ત્હેની સુકીર્તિ ખરી.”

અનુષ્ટુપ: જુઓ ! જુઓ ! બધા હાર્યા, શિવ—કોદણ્ડ સાંધતાં;
દશાનને ગયો હારી, ચંપાયા કર માનીના.

વસંતતિલકા: શ્રી રામ ગાધિસુતને ચરણે નમ્યા, ને
સાંધ્યું ધનુષ્ય કટકાદ્વય ત્યાં થયું એ;

રામ:

સીતે ! શી રમ્ય પ્રતિમા કમનીય દીસે;

લક્ષ્મણ:

ઓહો ! શી માલ રઘુનન્દનકંઠ દીપે !

સીતા:

અનુષ્ટુપ્: લગનમંગલનાં વસ્ત્રે, સોહે છે ચાર યુગ્મ શાં!
ખરે ! આ ચિત્રને જોઈ, ભાસે શું સ્થળ તે જ આ ?

રામ:

હરિગીત: કમનીય, કાન્તા! કરકમલ જો ! વડીલની સન્મુખ ધરી,
સુપ્રસન્ન મુખ મ્હારૂં દીસે, જાણે મળી સુરસુન્દરી;
આ ચિત્રથી તે ધન્ય ઘડી, સીતે ! અહા હૈડું સ્મરે;
જીવનસખિ ! જો જો અહીં આ ચિત્રપટ શો વિસ્તરે !

સીતા:

અનુષ્ટુપ્ વત્સ ! છે કોણ આ જુવો, જાણે સૌન્દર્યની લતા !

લક્ષ્મણ (સ્વગત).

ઊર્મિલા દાખવે દેરી,

લક્ષ્મણ ( પ્રકટ )

જુવો ભાર્ગવ દેવ આ!

રઘુનાથે હરાવ્યા જે, પ્રૌઢ વિક્રમ દાખવી;

રામ:

બીજાં ચિત્રો જુવો દેવી ! આમાં કાંઇ વધુ નથી.

શિખરિણી: જુવો ! ચારે ભાઇ, વધૂસહિત આવ્યા પુરવિષે,
વધાવ્યાં આનન્દે, પુરજન પિતામાત સહુ યે;
પિતામાતાકેરી, સુખદ અમી શી છાંયડીમહીં;
દિનો ગાળ્યા રે ! રે !—પણ પછી વિધાતા ક્રૂર થઇ!

વસંતતિલકા: જ્યોત્સ્ના સમાન ચમકારથી ચિત્ત વીંધી,
ને દંતપંક્તિ કલિ દાડમ શી દીપંતિ;
સીતા કુસુમકલિ કુન્તલ રમ્ય સોહે;
ઓવારણાં લઇ ઉરે પ્રિયમાત મોહે.

લક્ષ્મણ:

અનુષ્ટુપ્: જુવો ! મ્હણે ઉભી દેવ ! મંથરા કલેશમૂર્તિ શી;

રામ:

ગૂહ રાજા મળ્યા'તા જ્યાં, વત્સ ! તે વૃક્ષ ઈંગુદી.

સીતા:

કેવું છોડી દીધું નાથે, ચિત્ર કૈકેયીમાતનું;
જાન્હવી શી વહે શુદ્ધ, ભારદ્વાજ પદે નમું.

રામ:

શિખરિણી: સખિ! કાલિન્દીના તટપર ઝુકયો શ્યામવડ આ !
ખરે ! તે વેળાનાં, સ્મરણ સ્ફુરતાં આ હૃદયમાં;
સુતન્વિ ! થાકી તું, મમ ઉરપરે રે ! ઢળી ગઇ;
દહું હું હૈંડામાં, અરરર ! લતા હાય ! સૂકવી !

અનુષ્ટુપ: જો ! આ પંચવટી રમ્ય ! ને આ પમ્પા સરોવર !
ઊછેરી શ્રમથી ત્હેં જે પુષ્પવાડી મનોહર.

સીતા:

વસંતતિલકા: જો રાઘવેન્દ્ર ! નિરખો જનસ્થાનમાંહિ,
ઊભો શું પ્રસ્ત્રવણશૈલ તટસ્થ ત્યાંહિ;
ગોદાવરીસલિલ શુદ્ધ ખરે ! જણાય;
પ્રાણેશ ! તે સમય શી રીત વીસરાય ?

લક્ષ્મણ:

અનુષ્ટુપ: શૂર્પણખા જુઓ માતા ! રાઘવે કરી વિરૂપા;

સીતા:

આર્યપુત્ર ! ત્યજી જશો ?

રામ:

જાનકી ઘેલી, ચિત્ર આ !

સીતા:

સોરઠો: રે ! રે ! કમ્પી કાય, નાથ ! વિજન વનમાં ભમ્યા;
રૂદન સુણીને હાય ! વનપંખી વિહ્વલ બન્યાં—

**રામ:**

વસંતતિલકા: જો ! આ સુવર્ણમૃગ ! તું ભરમાઇ જેથી,
રે ! રે ! દશાનનતણી કપટી કલાથી;
વૈરાગ્નિ શો નયનમાં ભભૂકયો અહાહા !

**લક્ષ્મણ:**

ના ના કદિ ય વિધિ–લેખ ગણાય મિથ્યા.

**સીતા:**

અનુષ્ટુપ: નાથ ! આ શું ? વહે અશ્રુ, કે શું મૌક્તિકબિન્દુડાં ?
વીત્યા એ દિવસો વ્હાલા ! દ્રવો આમ હતાશ કાં ?

**રામ:**

શિખરિણી: અરે ! કેવા ગાળ્યા રસિક ! તું–વિયોગે દિન બધા,
ફરી ચિત્રો જોઇ, સળગા દુઃખિનગારી હૃદયમાં.

**સીતા:**

ખરે મ્હારૂં હૈયું, પણ ધ્રુજી રહ્યું નાથ ! શું વદું ?
પિતામાતાકેરૂં, પુનિત પુણ્ય આજે પ્રભુ ! ફળ્યું.

**લક્ષ્મણ:**

અનુષ્ટુપ: જુઓ ! આ વજ્રાંગીએ, ઊગાર્યાં વિરહાગ્નિએ;

**રામ.**

સખિ ! થાકી વિસામો લે, પછી ચિત્ર નિહાળજે !

## સીતા:

વસંતતિલકા: હા રામ ! દોહદ થયો, ગમ્યું ચિત્ર ચારૂ,
ક્યારે હું જાન્હવીજલે રસખોળ ન્હાઉં !
શોભા નિહાળી વનની મન મોજ માણું;
એ હોંસ મ્હારી પૂરશો નહિં કાં કૃપાલુ ?

## રામ:

અનુષ્ટુપ: સૌન્દર્ય વનનાં જોવાં જાનકી ગર્ભવન્તીને;
લેઇ જા સાથ તું વીરા ! વેગથી રથ લાવને—

થાકેલાં એ સીતાદેવી, મીઠી નિન્દમહીં પડયાં;
અનુચરે તહીં આવી કહી કારમી વારતા.

## રામ:

વસંતતિલકા: ઈક્ષ્વાકુનું કુલ પ્રજાજન શુદ્ધ જાણે,
રોપાયું આ કુલકલંકનું બીજ શાને ?
અદ્ભુત કાર્ય થયું અગ્નિ સમીપ ત્યાંહે;
હા ! તે થયું દૂર: અહીં પણ કોણ માને ?

રીતિ સનાતન રઘુકુલકેરી સાચે,
રે ! જાય પ્રાણ પણ રાજી પ્રજા જ રાખે;
એ ગર્ભવન્તી ગૃહલક્ષ્મી વને હું કાઢું;
હા ! ક્રૂર પ્રાણી—કરમાં બલિદાન આપું !

ઓ ભાઇ લક્ષ્મણ ! જવો નહીં ધર્મ ચૂકી,
એ કોમલાંગી સતીને વનમધ્ય મૂકી;
જાણે ન વ્હાલી ત્યમ તું ઝટ મૂક દૂરે !—
ધિઃકાર રામ તુજને ! કયમ દેહ ધારે ?

સોરઠો: જનક વિદેહી તાત, ગુરૂ વસિષ્ઠ, ગૌતમ સમા;
રઘુનન્દન પતિરાજ, ક્ષણ સુખ પામ્યાં ના સીતા !

ભાવીને અનુસાર, સુખ દુઃખ મળતું વિશ્વમાં;
દીપક એ ચિત્ત ધાર, ઈશ્વર–ઇચ્છા બલીયસી !



## ૩

# વિજયાદશમી

વસંતતિલકા:

કેવાં અહો ! ઝળહળે નરનારી અંગે,
આપે સુપર્ણ શમિકેરૂં વળી ઉમંગે;
શી મેદની સ્થળસ્થળે મળી છે જનોની;
જો ! સ્વારી ઠાઠથી ચઢે પુરના પતિની.

શ્રૃંગારિયો સરસ હસ્તિ સુવર્ણ–સાજે,
અંબાડીએ કલશ કાંચનના વિરાજે;
રાજેન્દ્રસ્વારી નિકળી શમિ પૂજનાર્થે;
છે વિજયાદશમીકેરૂં સુપર્વ આજે.

અનુષ્ટુપ:

શમિપૂજનની રીતિ, રાજાઓમાં શરૂ થઇ;
કાલિદાસે કથા ત્હેની રઘુવંશમહીં કહી:–

કૌત્સદ્વિજ પ્રતિષ્ઠાને, માતતાત–પદે નમે;
"વિદ્યાભ્યાસ તણે કાજે, જાઉં વરતંતુ આશ્રમે."

## ખંડ કાવ્યો.

ઉપજાતિ: છાયા રૂડેરી વનરાજિકેરી,
ગુરૂ રહ્યા આશ્રમને વસાવી;
વિદ્યાર્થીઓ પાઠ શીખી રહે છે;
કલ્લોલતા પોપટ શું ભણે છે !

વસંતતિલકા: સેવાથકી ગુરૂ અને ગુરૂપત્નિકેરૂં,
શિષ્યે હર્યું ઉભય ચિત્ત પ્રીતે ઘણેરૂં;
શો મેળવ્યો અખૂટ જ્ઞાનતણો ખજાનો;
નામી વદે ઋષિપદે તવ કૌત્સ શાણો:–

અનુષ્ટુપ્: " ગૃહે જાતાં દ્રવે હૈડું, અંતરે પ્રતિમા જડી;
ગુરૂજી ! દક્ષિણા માગો, વીનતી શિષ્યની સુણી–"

સોરઠો: " બને શિષ્ય પ્રવીણ, વિદ્યાનું ભાથું ભરી:
આનન્દે ગુરૂ ચિત્ત: બીજી શી ગુરૂ–દક્ષિણા ? "

ઇન્દ્રવજ્રા: " ના ના ત્હમે તો ગુરૂભાવ દાખ્યો,
આચાર્યને તો શિરછત્ર ભાખ્યો;
છે આ પરાપૂર્વ તણો જ ધારો.
લ્યો દક્ષિણા, ઋણથકી ઉગારો. "

અનુષ્ટુપ્: અજાણ્યે હઠ લે શિષ્ય, ના જાણે શું કહી રહ્યો:
કસોટી ગુરૂએ કીધી, ભાવ ના મનનો લહ્યો.

સોરઠો: " જો આપ્યાના કોડ, સુવર્ણની ગુરૂ–દક્ષિણા;
માગું ચૌદ કરોડ, એક જ પાસથી લાવી દે– "

શિખરિણી: બિચારો મૂંઝાયો, કઠિન મળવું એક જ કને,
ભમે તો યે પૃથ્વી, નહી ચુકવવા દેવ-ઋણને;
રઘુરાજા જેવો, નરવર મળે ના ત્રિભુવને;
અયોધ્યા પ્હોચીને, વિનતી કરી રાજેન્દ્ર-ચરણે.

અહો ! સોહે કેવો, બટુક સરિખો કૌત્સદ્વિજ તો;
વિભૂતિ છે અંગે, પરમ દીપતો જ્યોતિથકી શો !
વળી તુમ્બીપાત્રે જલ ભર્યું, ધર્યું કૌપિન તને;
ફરી જાણે આજે, અવનિ પ્રકટ્યો વામન શું એ !

ઉપજાતિ: નમ્યો અયોધ્યા જઇને રઘુને,
કર્તવ્ય આતિથ્યનું જાણતા જે;
અર્ઘ્યાદિથી પૂજન એ કરે છે,
ધરી મૃતિકાતણું પાત્ર સ્હામે.

અનુષ્ટુપ્: " કુશાગ્ર બુદ્ધિવાળા ને, વેદ જાણણહાર જે:
ઋષિમન્ડલમાંહિ તે વરતંતુ સુ—શ્રેષ્ઠ છે.

ઇન્દ્રવજ્રા: " લોકો ગ્રહે જ્ઞાન રવિપ્રતાપે,
તથૈવ વિદ્યા મુનિવર્ય આપે;
કે' એ મહર્ષિ સુખમાં વિરાજે ?
વિસ્તારથી વત્સ ! સુણાવ આજે--

વસંતતિલકા: જે ઇન્દ્રદેવતણું ધૈર્ય ખરે ખૂટાડે,
એ'વું અખંડ તપ કીધું મુનિવરે જે;

" શું તે મહીં શચિપતિ કંઇ વિઘ્ન નાંખે ?
ના ના કદિ ય રઘુ તો તપભંગ સાંખે:

ઉપજાતિ:
" કહે સુખી છે હરણાં ઋષિનાં ?
ને તીર્થવારિ પણ શુદ્ધ છે ના ?
વરતંતુના શિષ્ય ! કહે મ્હને તું–
વિદ્યાવિભૂષિત દઉં ત્હને શું ? "

અનુષ્ટુપ્:
સુણીને કૌત્સની વાર્તા, રઘુ ગદ્‌ગદ તો થયો;
વિશ્વજિત કરી યજ્ઞ, રાય નિર્ધન જે બન્યો.

પ્રણિપાત કરી કૌત્સ, કહે " ના દોષ એ વસે;
આપના પૂર્વજો રાજા સાચા તો વચને દીસે.

વસંતતિલકા:
" નિષ્કિંચનત્વ દ્વિજને દઇને મળ્યું જો,
છે ચક્રવર્તીપદ રાજવી ! આપનું તો;
વૃદ્ધિ અને ક્ષય થતો શશિની કલાનો;
એ'વા નૃપેન્દ્ર ! ત્હમને લવ ખેદ શાનો ?

અનુષ્ટુપ્:
" ભલે કલ્યાણ હો રાજા ! વળી યત્ન કરીશ હું;
જરી મૂંઝાવ ના ચિત્તે, બધી પૃથ્વી ફરીશ હું. "

ઋણમુક્ત થવા વિપ્ર, આવ્યો જો આશનો ભર્યો:
અપકીર્તિથી ભલું મૃત્યુ, શોચે છે નૃપતિ, અહો !

" આંહી બે દિન રે' વત્સ ! યુક્તિ કાંઇ કરીશ હું;
બને તો આશ હું પૂરું, કરું યુદ્ધ કુબેર–શું:

શાર્દૂલવિક્રીડિત: સૈનિકો શૂરવીર સજ્જ થઇને, આવી ઊભા તે સ્થળ;
ઊભા અશ્વ તડિતવેગ સરિખા, ખેંચી જવાને રથ;
બેસીને રઘુનાથ મંત્ર ગુરુનો ભાખી કરે પ્રોક્ષણું;
શકિત આવી, શું ઊડશે નભમહીં જોઈ રહ્યા તે ક્ષણ !

અનુષ્ટુપ્: તૈયારી જ્યાં કરે રાજા, સેવકે કહ્યું હર્ષથી:–
"દેવ ! આકાશથી જુવો ! વૃષ્ટિ સુવર્ણની થતી !"

શિખરિણી: અહો ! ચંપાવર્ણી, ગગનથકી મ્હોરો વરસતી,
શમિનાં પર્ણોનીઉપર વળી કેવી ખખડતી !
અહો પૃથ્વી ત્યાંની, થઇ ગઈ શું સુવર્ણવરણી !
જુવે આશ્ચર્યે સૌ; સરસ બની શી આજ ધરણી !

વસંતતિલકા: ત્યાં કૌત્સને કર ગ્રહી રઘુરાજ લાવ્યા,
'વરતન્તુશિષ્ય ! તુજના અભિલાષ ફાવ્યા;
લે આ સુવર્ણઢગલા ભર ઝોળી ત્હારી;
થા ઋણમુકત ગુરુને દઇ બ્રહ્મચારી !'

અનુષ્ટુપ્: સેંકડો ઊંટ ને અશ્વો, સુવર્ણે ભરવા દીધાં;
રઘુરાજા સમું બીજું કરે કો' કોણ પૃથ્વીમાં ?

વંશસ્થ: "નૃપેન્દ્ર ! ત્હારી પૃથિવી વ્રતેથકી,
નવાઇ ના, કામદુઘા દીસે નકી !
પ્રભાવ દીસે અહ ! કારમો ખરે,
ઇચ્છિત તું આભથકી ય મેળવે !

અનુષ્ટુપ: " આશીર્વાદ દઉં રાજા: કામદેવસરિખડો—
પુત્રરત્ન ગૃહે સોહો રઘુકુલતણો દીવો ! "

કૌત્સ આવ્યો ગુરૂ પાસે, વાળ્યો ઢગ સુવર્ણનો;
" ધન્ય ધન્ય ત્હને કૌત્સ ! શિષ્ય તો તું જ છે ખરો !

વસંતતિલકા: ના ચૌદ કોટિથકી હું વધુ કૈં સ્વીકારૂં,
અર્પું ત્હને ખુશીથી જે રહ્યું તે જ ત્હારૂં: "
કૌત્સે કહ્યું, " હું ય ન તે મમ પાસ રાખું;
ઔદાર્ય એ રઘુપદે જઇને જ દાખું. "

અનુષ્ટુપ: રઘુરાજા કહે " વિપ્ર ! પાછી એ લેવી ના ઘટે;
મળી જ્યાંથી ત્યહાં મૂકો, પાછી એ શમિની તળે. "

ઉપજાતિ: પડો વજાડયો તવ પુરમાંહે,
સુવર્ણ લૂંટો કહ્યું સૌ પ્રજાને;
તે દિનથી યે રીત રાજવીની;
આયુધ ધારી શમિ પૂજવાની.

અનુષ્ટુપ: જયેચ્છુ આપતા તેથી, શમિપર્ણની લ્હાણીઓ:
સુવર્ણસરિખાં તેથી ગણે ત્હેને ય પ્રાણીઓ !

---

# ૪

## ગર્વખંડન.

[ ૧ ]

અનુષ્ટુપ્: દ્યૂતથી રાજ્ય હાર્યા ને, બાંધી પર્ણકુટી વન;
પાન્ડવો રાજયોગી શા, શાન્તિથી નિર્ગમે દિન.

દ્રૌપદી:

વસંતતિલકા: મીઠી સુવાસભર વાયુ અહીં ફૂંકાયે,
આ'વો પરિમલ અહો પતિ ! ક્યાંથી આવે ?

ભીમ:

ખીલ્યો કુબેરવનમાં અરવિન્દ-પુંજ;
ફેલી અહો મધુરી સૌરભ ત્હેની કુંજ.

## દ્રૌપદી.

અનુષ્ટુ : સહસ્ર પદ્મ લાવોને, પતિદેવ ! મ્હને ગમ્યું;
નીલકંઠ શિરે અર્ઘ્ય, આપી પાવન હું બનું—

કિન્તુ ખંચાઉં છું વ્હાલા ! ઘણું વિકટ એ વન:
જીતવી યક્ષ—ચૉકીને, ચાલવું શતયોજન—

**ભીમ:**

સુન્દરી ! અચકાયે કાં ? નથી એ કાર્ય દુષ્કર:
પુષ્પથી યે મૃદુ ઓહો ! કોમલાંગીતણાં ઉર !

વસંતતિલકા: હું કાલવન્હિસમ દુ:સહ શું ન કૃષ્ણા ?
જો રૂદ્રથી પણ ભયંકર મૂર્તિ હું ના ?
આવી શકે કદિ ય કોઇ ગદાની સ્હામે ?
—ના લાવું પંકજ, પડે જૂઠું ભીમ નામે !

શાર્દૂલવિક્રીડિત: ઊઠીનો ભડવીર વાયુસુત એ, ધારી ગદાને ધસે,
બાઝયાં કૈં શ્રમબિન્દુ વીરવદને, ઉલ્લાસ ઉરે લસે;
જોતાં માર્ગમહીં મરુતસુતને, એ ગર્વથી ઊચરે;
"રોકી માર્ગ તું કેમ મૂઢ ! પડિયો, જા ઊઠ તું સત્વરે-"

**હનુમાન:**

દ્રુતવિલંબિત: કયમ, તું માનવી ! આ સ્થળમાં ધસે ?
મરણ આજ શિરે ભમતું હશે:
અબુધ ! કોણ ? કહે તુજ નામને;
કરૂં યથોચિત હું સન્માનને—

અનુષ્ટુપ: વિહ્વલ વેદનાથી હું, આંહી આજ પડી રહયો;
ભાવ માનવનો ભૂલી, આવો નિર્દય કાં બન્યો ?

ભીમ:

વસંતતિલકા: રે, જોઇ જોઇ તુજ ધર્મતણી પ્રતિમા,
જાણે ન કોણ ? અહ, વાનર ! મૌર્ખ્યસીમા;
ક્ષત્રિયજાતિ, કુરૂકુલ પ્રસિદ્ધનો હું,
વાયુ પિતા, તનુજ પાન્ડુ–પૃથાતણો છું.

અનુષ્ટુપ: શિષ્ય દ્રોણગુરૂકેરો, ભીમ તો અભિધાન છે;
માર્ગ જો ના મૂકે તો તો, જાણજે તુળ કાળ છે !

હનુમાન:

તોટક: અહ ! માનવી મૂર્ખ ! ફૂલાય રખે,
શૂરવીર ઘણા પડિયા તું–પખે;
શિખ ના ઊતરે દિલમાંહીં જરા,
પળમાં તુજ દેહ થશે કટકા.

ભીમ:

વસંતતિલકા: જો ના ઊઠે, પટકી પુચ્છ ત્હને ખસેડું,
આ દેહ જજર અલ્યા ! પળમાં ઊખેડું–

હનુમાન:

વા' શૂરવીર ! સુણીને વીરશબ્દ આ'વા,
જો ભાઇ ! કમ્પિત થયાં સહુ ગાત્ર મ્હારાં !

અનુષ્ટુપ: વૃદ્ધ છું વ્યાધિથી દુઃખી, કેમ ભાઇ ઊઠી શકું ?
પુચ્છ મ્હારૂં ખસેડે તો ભલે જાઃ—મુખ ના બકું !

માલિની: અતુલ બલ ગયું ક્યાં ? એ ગદાધારી ગ્યે ક્યાં ?
મદગલિત થતાં તો, વીખરી માન–સેના;

### ભીમ ( સ્વગત ):

ઇન્દ્રવજ્રા: રે ! રે ! હરાયું બલ મ્હારૂં ક્યાં આ ?
કાં પુચ્છ લેશે કપિનું ખસે ના ?

### ભીમ ( પ્રકટ ):

કેવો બન્યો'તો મદમત્ત હું તો;
નશો ઊતાર્યો, અહ કોણ તું છો !

### હનુમાન:

માલિની: પવનતનય હું છું, ભીમ તું ભ્રાત મ્હારો,
હૃદય ભાંડું ત્હને હું, બન્ધુ તું પ્રાણપ્યારો.

અનુષ્ટુપ: ગર્વખંડન તો કીધું ભીમનું બજરંગીએ;
રહ્યો ગર્વ કદિ કો'નો, અખંડ અવની પરે ?

———

## ૫

# ગર્વખંડન.

[ ૨ ]

વસંતતિલકા; કાં મૂર્ખ ચિત્ત ! તનપિન્જર જોઇ ડોલે ?
વિદ્યુતતેજસમ ચેતન બોલતું એઃ
રે ! કો હિ તેજમહિં તેજ સમાઇ જાશે;
તો કેમ ચિત્ત ! તુજને અહમેવ થાયે ?

અનુષ્ટુપ્ઃ રામરાવણનું વિશ્વે, જામ્યું'તું યુદ્ધ દારુણ;
મૂર્છા સૌમિત્રિને થાતાં, કરે કલ્પાંત રાઘવઃ—

રામઃ

વસંતતિલકાઃ કાં શૂન્યચેતન બની પડિયો સુધીર ?
—'લાવીશ જાનકી' કર્યું પણ શું ન વીર ?
રે ! કેસરીસમ ઘૂમ્યો રણભૂમે સારી,
હા ! તું–વિના કયમ જીવું મુજ દેહ ધારી?

શેં વજ્ર ઉર પ્રિય ! આજ ન ફાટતું હા !
તૂટી પડી સબળ બાંહ્ય, સુબન્ધુ જાતાં !
મુગ્ધા તજી, વનફુલો પરિધાન કીધાં,
રે ! બાર વર્ષ ફળ ને જલ કૈં ન લીધાં:

નિદ્રા ન લીધી પળ, રક્ષણ કીધું ભાઇ !
ઊણું પડ્યું શું, દઇ છેહ સૂતો રીસાઇ ?
હું શું બતાવું મુખડું તુજ માતને રે ?
સૌન્દર્યવેલી સરિખી વધૂ ઊર્મિલાને ?

સુષેણ:

સોરઠો: વેગે ઓ રઘુરાજ ! મંગાવો સંજીવની;
દ્રોણાચલથી આજ, શુદ્ધિ ત્યારે આવશે.
વિલંબ થાતાં રામ ! કાંઇ ઉપાય રહે નહિ;
ઘણું કઠિન આ કામ, તે માટે મૂંઝાઉં છું !

હનુમાન:

અનુષ્ટુપ્: રઘુનાથ ! ધરો ધૈર્ય, અનુજ્ઞા દ્યો જઉં તહીં;
વિમાસો ના પ્રભુ ! હેડે, લાવું સત્વર ઔષધી.

શાર્દૂલવિક્રીડિત: જોને મારુતી વજ્રકાય કૂદકે, પો'ચ્યા ગિરિશૃંગમાં,
'આમાં સંજીવની કઇ ન પરખું ?' વિમાસતા ચિત્તમાં;
પુચ્છેથી ગિરિને વીંટી મનમહીં ફૂલી રહ્યા મારુતી;
'લેઇ જાઉં ગિરિ હું સ્કંધઉપરે, વિચારું બીજું નહીં:

### હનુમાન:

વસંતતિલકા: મ્હેં તો સુવર્ણ-નગરી પળમાં પ્રજાળી !
દેવી સીતાની પણ ભાળ શું મ્હેં ન કાઢી ?
સેનાપતિ હું-સરખો વીરલો દીસે કો ?
જો હું ન હોત, નવ રામકને હતું કો !

અનુષ્ટુપ: અહંકાર ઉરે ધારી, કૂદતા પૂર વેગમાં:
ભરતે તે નિહાળ્યું જે રહે છે નન્દીગ્રામમાં.

### ભરત:

ઉપજાતિ: જાતો હશે રાઘવ સાથ યુદ્ધે,
તો કાં કરૂં આજ પૂરો ન એ'ને ?
શું વ્યર્થ જાશે શર રામનું એ ?
—ઊભો રહે મૃત્યુ શિરે જ ઘેરે !

સોરઠો: સરરર કરતું તીર, ભરતે સત્વર છોડિયું:
લાગ્યું વીરશરીર, 'રામ !' વદી ધરણી ઢળ્યો !

અનુષ્ટુપ: જોયો એ ભરતે જ્યારે, રામનામની ધૂનમાં;
હૈડે ફાળ પડી ભારે, આવ્યા દોડી સમીપમાં.

### ભરત:

વસંતતિલકા: ઓ રામભક્ત ! કર માફ: તું કોણ ભાઇ ?
વિસ્તારીને સહુ કહે, હું ચૂક્યો ભલાઇ—

### હનુમાન:

સંજીવની લઇ જવી રઘુનાથ પાસે,
જો વાર થાય તવ લક્ષ્મણપ્રાણ જાશે !

### ભરત:

મંદાક્રાન્તા: નિર્ભાગી હું, અરર જનમ્યો, રામને દૂભવાને,
મ્હારે કાજે વનકુલ સજી ત્યાગ્યું રે ! રાજ્ય રામે;
ત્હેમાં રે ! રે ! કુટિલ બનિયું કારમું કૃત્ય આજે;
દુઃખી કીધા પરમ પ્રિય એ ભક્ત છે રામના જે !

### હનુમાન:

સોરઠો: ગણું ન રે ! મુજ દુઃખ, પણ ત્યાં પો'ચાશે નહિ:
હસશે ત્યાં દશમુખ, કરમાશે વીરફૂલડું !

### ભરત:

તોટક: શીદ શોચ કરે બજરંગબલી ?
વીર રામનું બાણ મૂકીશ ફરી;

વખતે ઝટ પ્હોંચી જશે તું ધીરા—

### હનુમાન:

મુજ ગર્વ ગળ્યો, પ્રભુભક્ત વીરા !

પટક્યો જ્યમ એક જ બાણથકી,
વળી પાઠવશે ત્યમ એ જ થકી;

બહુ રત્ન છૂપ્યાં અવનીતલમાં;
હુંથી ના બન્યું તે તું કરે પળમાં !

અનુષ્ટુપ: ખંડિતગર્વ તો કીધો, અંજનીસુતને ખરે !
રહ્યો ગર્વ કદિ કોનો, અખંડ અવની પરે ?

૬

# ગિરનારનો યોગી.



વસંતતિલકાઃ શા લોકથોક ઉલટે ગિરનારશૃંગે !
ને દ્વારિકાથકી ય યાદવ જાય સંઘે;
'કો કારમો અજબ યોગી તહીં વિરાજે'
—એ વાયકા પ્રસરી દેશવિદેશ આવે.

શાર્દૂલવિક્રીડિતઃ અંગે કૌપીન ને કમંડલુ કરે, પ્હેરી પગે પાવડી,
બાંધી છે શિરની જટા, શુ શિવની મૂર્તિ સમીપે ખડી !
'નારાયણ !' મુખથી રટે અલખ, ને જાદુભરી આંખડી,
ન્હાની છે વય તો ય કેમ દીસતી, યોગેષણા આવડી ?

વસંતતિલકાઃ એ બાલયોગી–પદ યાદવ સૌ નમીને,
કે' "ભેખ કેમ ધરિયો કુમળી વયે રે ?
સંસારનો કડુ–મીઠો રસ શુ સુકાયો ?
વ્હાલું કુટુમ્બ તજી ભેખ જ શે ધરાયો ?"

અનુષ્ટુપ્:	' સચ્ચિદાનન્દ ' બોલીને, યોગી તો હસતા હતા;
ગેરુઆં વસ્ત્રની નીચે, દેહને ઢાંકતા હતા.

દ્રુતવિલંબિત:	" તપસી કૈંક ખરો અવધૂત એ,
ઝટ તહીં જઈએ " બલભદ્ર કે':
સ્મિત કરી ઘનશ્યામ જ ઉચરે:—
" કપટી કૈંક જગે ભમતા ફરે."

ઇન્દ્રવજ્રા:	રામે કર્યો આગ્રહ ને સિધાવ્યા,
ભારે ત્વરાથી ગિરનાર આવ્યા;
વધા " અહો માધવ ! ભવ્ય કેવી
આ યોગમૂર્તિ રવિજ્યોત જેવી !

અનુષ્ટુપ્:	હલાયુધ નમી બોલ્યા, " પધારો દેવ ! પ્રાંગણ;
" ભિક્ષા ગ્રહું કુમારીની " યોગીનું અધરું પણ.

વસંતતિલકા:	" ઓ યોગીરાજ ! વ્રત હું નહિ એ ચૂકાવું,
છે છે કુમારી ભગિની, ત્યમ પીરસાવું;
માટે પ્રભો ! ન ઉપકાર કરો પધારી ?
" ચાલો ભલે " મુનિ વધા, મન સ્વાર્થ ધારી.

અનુષ્ટુપ્:	પૂજા અર્ઘ્યાદિથી કીધી, દીધું સન્માન ત્યાં ઘણું;
રામ કેશવ બન્નેને, આશિર્વાદ ભણે ગુરુ.

વંશસ્થ:	રંગોળિયો શી પૂરી જાતજાતની
સુવર્ણનાં પાત્ર સુશોભતાં તહીં;
" તું બ્હેન ! વ્હેલી અહીં આવ " રામ કે,'
" સાધુની સેવા કરી ભદ્ર પામજે. "

અનુષ્ટુપ: જાણ્યું હતુ સુભદ્રાએ, યોગી નહીં પણ પાર્થ એ;
વસ્યો જે હૃદયે ત્હેને જોતાં જીવન સાર્થ છે.

વસંતતિલકા: કોડીલી કૃષ્ણભગિની કરિણી શી ચાલે;
ધીમે ડગે પીરસતી શરમાળ ભાવે;
જાદૂભરી પ્રણયમૂર્તિ અહો ! નિહાળી;
વાગી મુનિહૃદય પ્રેમતણી કટારી.

યોગેન્દ્ર વિહ્વલ બન્યા મતિ તો મૂંઝાણી,
ને ક્ષીરમાં લવણ નાખ્યું ન ભાન કાંઈ;
ત્યાં કૃષ્ણ–હાસ્ય સુણતાં દિલ શુદ્ધિ આવી;
કલ્પી રહ્યો, ' સરસ શી પ્રતિમા બનાવી ! '

અનુષ્ટુપ: બીડું લઇ પછી ચાલ્યા, અતિથિદેવ આશ્રમે;
કમને ચાલતા ત્હો ચે, પગને જવું ના ગમે.

એક દિન હતો મેળો, રૈવાતાચલ ઉપરે:
સુભદ્રા શ્યામને કે' છે," આજ્ઞા દ્યો જાઉં તે સ્થળે.

દોધક: વીર કૃષ્ણ ! મ્હને રથ સત્વર દ્યો,
નિરખું ગિરનાર, ન હોંસ પૂરો ? "

તવ સારથી તેડી મુરારિ કહેઃ—
' લઇ જા ભગિની ધણું સાચવીને. '

અનુષ્ટુપ: રૈવતોત્સવ જોવાને, યોગીરાજ પધારિયા;
ઝૂંડો જમાવીને બેઠા, સુભદ્રાએ નિહાળ્યું ત્યાં.

શિખરિણી: જઇ પાસે બોલી, "મનથી વરી હું પાર્થ ત્હમને,
રીતિ ક્ષત્રિયોની, હરણ કરી જાઓ પ્રિય ! મ્હને—"
હરાવી હંકાર્યો, રથ ઉપર એ આરૂઢ થઈ;
પછી ફેંકી પાર્થે કફની–સજિયાં વસ્ત્ર જ તહીં.

અનુષ્ટુપ: ભગવો ભેખ જ્યાં ત્યાગ્યો, સુભદ્રા સુખમાં હસે;
અશ્વમંત્ર ભણી ફેંકયો, ત્વરાથી રથ અર્જુને.

વંશસ્થ: ઉંચાં ધરી આયુધ યાદવો ધસ્યા,
અને વળી કો પુરી દ્વારિકા વળ્યા;
'શું શાન્ત બેસો?' કહ્યું રામ કૃષ્ણને;
'ઉઠો સુભદ્રા હરી જાય યોગી એ—'

વસંતતિલકા: બોલે હલાયુધ "કરો ઝટ, સૈન્ય લાવો,
શેં જોગી જાય જીવતો ? પટકી જ નાખો !"
"માન્યું નહીં, મળી શું લ્હાણુ?" 'મુરારિ કે' છે;
'ઓ પૂજ્ય બન્ધુ ! મુજ હાથ બતાવું એને.

અનુષ્ટુપ: સુદર્શન માધવે લીધું, હલમુશલ રામ લે;
બન્નેએ દૂરથી દીઠી, સુભદ્રા સારથીપદે.

છટાથી બાણ શાં છોડે, પાર્થ સૌ યાદવો પરે;
"પૂજ્યબન્ધુ ! વઢો ના ના," શ્યામસુન્દર વિનવે:—

ઇન્દ્રવજ્રા: " વ્હાલી સુભદ્રાતણું તો વિચારો:
સૌભાગ્ય કાં બ્હેનતણું વિદારો ? "

" ઓ કૃષ્ણ ! જાણી કપટી કલા આ;
ધાર્યું હું ત્હેં બાજી સહુ રચી હા ! "

શાર્દૂલવિક્રીડિત: " ભાઇ ! લેખ લલાટમાં વિધિ લખે તે કોઇથી શું ફરે ? "
બોલ્યા પાર્થસખા 'અહો ! પ્રભુજીનું ધાર્યું બન્યું આખરે !
આ'વું યુગ્મ, ત્રિભુવને શું જડશે? સૌની કરી સાન્ત્વના;
લગ્નોત્સવ ઉજવ્યો, ફરીથી બનિયો યોગી ખરો ભોગી આ !

અનુષ્ટુપ: વિશ્વનાં પૂતળાંકેરો, સાચો એ સૂત્રધાર છે:
અમાપ હરિલીલાનો કોણ કો' જાણનાર છે ?



# પાંચાલીના જીવન—પ્રસંગો.*



[૧]

અનુષ્ટુપ્ઃ
ધર્મ નીતિ થયાં ઝાંખાં, જામ્યો ત્રેતાતણો યુગ;
ધર્મ સંસ્થાપવા વ્યાસે, કથા મહાભારતે કહીઃ—

શાર્દૂલવિક્રીડિતઃ
દેવી દ્રૌપદી જન્મી દ્રુપદગૃહે, પાંચાલમાં શોભના,
શાણી ગુણવતી, રતિ સ્વરુપમાં, સોહે શું દિવ્યાંગના !
રાજાએ 'પણ' લીધું મત્સ્ય વિંધશે, ત્હેને હું કન્યા દઉં,
કુંકુંપત્રથી દેશદેશ નૃપતિ, તેડાવિયા ત્યાં સહુ—

---

* "સ્તવનમંજરી"માં મૂકેલું આ કાવ્ય 'ખંડ કાવ્યો' ભેગું અંહી ફરી દાખલ કર્યું છે.

ઉપજાતિઃ
અહો ! રચ્યો મંડપ ત્યાં રૂપાળો,
બતાવવા વૈભવ રાજ્યકેરો;
દીપી રહ્યા રાજવી કોડવન્તા,
ધારે વરૂં એ રૂપવન્તી કન્યા.

વસંતતિલકાઃ
પાછા પડયા નરવરો નવ મત્સ્ય વીંધ્યું,
શોચી રહ્યા દ્રુપદ ' રે ! શૂરતા ગઇ શું ?
વીરાંગનાકુખથી કેસરી કો ન પાકે ? '
—વાગ્બાણ એ નૃપતિનાં કયમ્ પાર્થ સાંખે ?

શાર્દૂલવિક્રીડિતઃ
ગાજ્યો અર્જુન જેમ કેસરી વને, ઝાંખા સહુને કરે,
હૈયામાં સ્મરી શ્યામસુન્દર સખા, પ્હોંચી ગયો તે સ્થળે;
ધારીને કરમાં ધનુષ્ય, ચરણો તુલામહીં ઠેરવે,
હોજે જે પ્રતિબિમ્બ—મત્સ્ય ફરતું, તે ચિત્તમાં ગોઠવે.

અનુષ્ટુપ્‌ઃ
ફરતા મત્સ્યને વીંધ્યું, સભા સ્તબ્ધ બની ગઇ;
દ્રૌપદી વ્હાલઘેલીએ, પે'રાવી વરમાળ જૈ.

' આજ વસ્તુ જીતી લાવ્યા ' વધાઇ માતને દીધી;
' વ્હેંચી લ્યો ' પુત્રઘેલીએ કહ્યું: આજ્ઞા શિરે ધરી.

વસંતતિલકાઃ
એ પાંચ પાન્ડવતણી બની પદ્મિની જ્યાં,
ઉઠાવતી દિલથી સર્વની એ જ સેવા;
ને પાન્ડવો દ્યૂત રમી છળથી જ હાર્યા;
દુઃશાસને તંહિ સુહાગિની—કેશ સાહયા.

અનુષ્ટુપ્‌ઃ
લાવી રાજસભામાંહી, દુષ્ટ ચીર સહી રહ્યો;
આર્તસાદ બિચારીએ, ભ્રાત માધવને કર્યો:—

સોરઠો: ‘ દીનાનાથ પધાર, વેગે તું ગરૂડે ચઢી;
કંસતણા એ કાળ, બચાવ બ્હેની બાપલા !

ખેંચી મ્હારાં ચીર, દુ:શાસન દેખી રહ્યો;
આવોને યદુવીર, પાંચ પતિ પરવશ પડ્યા !

રે ! રે ! ત્યાગ્યો ધર્મ, ભીષ્મવિદુર શા યોગીએ;
કોને કહું અપકર્મ ? સહાય કરો એ શ્યામળા– ’

ઉપજાતિ: ધાયા ભગિનીતણું દુ:ખ જાણ્યું,
ત્યાં ચીર પૂર્યાં નવસેં નવાણું;
મૂર્છા વળી, દુષ્ટ ગયો જ હારી,
સતી કહે “ એ વીર ! ઋણી ત્હારી ! ”

અનુષ્ટુપ્: “ સ્નેહનાં સૂત્રનો બાંધ્યો, બ્હેન ! ખેંચાઇ આવું હું !
વીરની પસલી માગો, ધર્મ કાં ના બજાવું હું ? ”

માગતાં આવડ્યું કેવું, કૃષ્ણાને કૃષ્ણથી અહો !
સુભદ્રાસરખું માગ્યું: “ ભાન્ડુભાવ અખંડ રો’ ! ”

શાર્દૂલવિક્રીડિત: “સિધાવો” સતી કે’ “પ્રભુ ! શ્રમ પડ્યો,” લૈ વીરનાં વારણાં
આવી તે ધૃતરાષ્ટ્ર, ભીષ્મની કને, કીધાં પગેલાગણાં
“ રે અન્યાય અઘોર કૈરવ કરે, તે શું ન વારો ત્હમે !
વિજ્ઞપ્તિ લળીને કરે કુલવધૂ, તે ના સ્વીકારો કયમે ?

વસંતતિલકા: “ અન્યાય આ તમથી કેમ અરે ! ખમાય !
શું છાંય દેહથી વિખૂટી કરી શકાય ?
અન્યાય ધર્મધ્વજધારી ! શું આ સહેશો ? ”
બોલ્યા બધા, “ પતિની સાથ સતી રહેજો– ”

અનુષ્ટુપ્ઃ
સુયોધન હસીને બોલ્યો, "આવો બેસો ઉછંગમાંઃ
વનનાં દુઃખ શે વેઠો ? રાણી થઇ રો' રંગમાં !"

હરિગીતઃ
રાતાં થયા સતીનેત્રઃ વદી, "દિન એક એ'વો આવશે,
ભડવીર **ભી**મતણી ગદા, ઉત્સંગ એ જ વિદારશે!"
વેણી વિખેરી ક્રોધમાં, બની માનભંગ વીરાંગના,
બોલી પ્રતિજ્ઞા પ્રૌઢ સ્વરથી, સભાજન કમ્પી ગયાઃ—

વસંતતિલકાઃ
'સીંચું દુઃશાસનરુધિર ન વેણીમાંહિ,
નાખું ન ત્યાં સુધી હું તેલફુલેલ કાંઈ;
છૂટા જ કુન્તલથકી વનમાં ભમું. ને
ક્યારે વીતે અવધ આ ?–દિલમાં ધીકું રે !"

અનુષ્ટુપ્ઃ
**પાં**ચાલીની પ્રતિજ્ઞાથી, **ભી**ષ્મ જેવા દુઃખી થયા;
આપી આજ્ઞા વને જાવા, આંખથી આંસુડાં વહ્યાં !



## [ ૨ ]

અનુષ્ટુપ્:

બાર બાર વહયાં વર્ષો, વેઠતાં વનવાસને;
દુષ્ટ સંતાપવા ત્હો યે, દુર્વાસા તંહિ મોકલે.

મધ્યાન્હે શિષ્યની સાથે આવ્યા જ્યાં પાન્ડવો વસે;
" ચાલો સન્માન ત્યાં થશે " ઋષિ સ્હમજ્યા ન દ્વેષને.

ઉપજાતિ:

દીધું હતું અક્ષયપાત્ર સૂર્યે,
પરવારી આધું મૂક્યું'તું સતીએ;
ઋષિ જહીં આશ્રમમાં પધારે,
સત્કાર ત્યાં દ્રોપદી દોડીને દે.

અનુષ્ટુપ્:

" સ્નાનસંધ્યા કરો દેવ ! સિધાવો સરિતા—તટ:
કરું છું સર્વ તૈયારી, પધારો ઋષિ સત્વર. "

મૂંઝાયે ચિત્તમાં કૃષ્ણા, નથી કૈં કરું શું હવે ?
રખે શાપ મુનિ દેતા ઉદ્વેગે મન તો ભમે.

માલિની: સ્તુતિ કરી કર જોડી " શ્યામ ! વેગે પધારો,
ભગિની દુ:ખિત જાણી ભ્રાત ! ભીતિ નિવારો,
ઋષિજી સુલભકોપી શાપ દેશે: વિચારો–
જગદીશ વનમાંહી, દીનની લાજ રાખો ! "

અનુષ્ટુપ્: એવે શ્રીકૃષ્ણ ત્યાં આવી, માગે ખાવાનું હેતથી;
દ્રૌપદી દુઃખ તો પામે ને ઉરે ઓછું લાવતી.

લલિત: " હરિ ! નથી હવે, આ સમે કંઇ, "
વદી સુલક્ષણા, વ્યાકુલી થઇ:
કઠિન કાં બનો ? કરૂણસાગરા !
વિપદ્ આ હરો, વંદ્ય વિશ્વના.
પટકુળો પૂરી, લાજ જાળવી,
ત્યમ ઉગારી લ્યો, કહું લળી લળી !
નવ અજાણ કૈં, શ્યામ ! તું થકી,
હસવું આ સમે, ના ઘટે જરી ! "

અનુષ્ટુપ: "જો ! જો ! પાત્રે હશે કાંઇ," એવું સાન્ત્વન શ્યામ દે;
ચ્હોટેલું જે હતું પાત્રે, આરોગીને પ્રભુ વદે:—

વસંતતિલકા: " આજે થયો પરમ તૃપ્ત ભગિની ! મ્હારી,
બ્રહ્માંડ તૃપ્ત કર્યું ત્હેં મુજને જમાડી: "
જાણે જમ્યા મધુર છપ્પન ભોગ એવી,
શિષ્યોસહિત મુનિને થઇ તૃપ્તિ ત્હેવી.

અનુષ્ટુપ્: કર્યું આતિથ્ય કૃષ્ણાએ, ગદ્ગદ્ પાન્ડવો થયા;
આશિર્વાદ દઇ સ્નેહે, ઋષિ આશ્રમથી ગયા.

અનુષ્ટુપ્:
રાજમહેલ વસી જેણે, ભારે વૈભવ ભોગવ્યા;
બાર વર્ષ સુધી ત્હેણે, સંકષ્ટો વનમાં સહ્યાં.

હરિગીત:
હતી શરત, 'તેરમું વર્ષ પાન્ડવ, અણુછતા રહી ગાળવું,
કદિ ગુપ્ત વાસ જણાય તો, ફરીથી રહે વન સેવવું':
સહુ વેષ પલટીને રહ્યા, વિરાટનૃપતિ–મન્દિરે;
સૈરન્ધ્રિ બનીને દ્રૌપદી, રાણીતણી સેવા કરે.

અનુષ્ટુપ્:
મનડું સૈરન્ધ્રિથી મોહ્યું, રાણી–ભ્રાત કીચકતણું;
"મોકલજે માનિની મ્હેલે" એવું બ્હેનકને કહ્યું.

વસંતતિલકા:
"દાસી ! તું થાળ લઇ જા મમ ભ્રાતને ત્યાં—"
ત્યારે વિમાસ્યું સતીએ "જઉં હું હવે ક્યાં ?"
સિધાવી તે છૂપી રીતે ભીમસેન પાસે,
યુક્તિ બતાવી, ગઇ કીચકને નિવાસે.

અનુષ્ટુપ: કહે કીચક "સૈરન્ધ્રિ ! રૂપથી મુગ્ધ ચિત્તહું:
દાસી વેષ તજાવીને, પટ્ટરાણી ત્હને કરૂં."

સોરઠો: "પરનારીની પ્રીત, વિષવેલી વિષધરતણી:
મ બોલ, મરીશ ખચીત, કીચક ! રાવણકુલ સમ !"

અનુષ્ટુપ્. ત્હો યે માન્યું નહીં મૂર્ખે, એટલે બોલી સુન્દરી:–
"સંકેત સ્થળમાં આવો, પૂરાશે આશ ત્યાં ખરી."

તોટક: કંઇ અંગ સુગંધ દિલે ધરતો,
શણગાર વિલાસતણા સજતો;

અરીસામંહિ વેષ જુવે મૂરખો,
નકી સુન્દરી મુગ્ધ થશે, હરખ્યો.

સૈરન્ધ્રિસમો ભીમ સજ્જ થયો,
સંકેત સ્થળે જ છૂપાઇ રહ્યો;

જહીં કીચક ભીમની દ્રષ્ટ પડ્યો,
મલ્લયુદ્ધ કરી પળમાં પટક્યો.

અનુષ્ટુપ્: બ્હારે આવ્યા બીજા બન્ધુ, નાશ ત્હેનો ભીમે કરી;
પાઠવ્યા સૌ કીચક સ્વર્ગે, ભીતિ હાવાં કીધી પરી.

હરિગીત: પછી અવધ વીત્યે આવિયા, મહા યુદ્ધ કુરૂક્ષેત્રે થયું,
ભીમે દુ:શાસન મારી, રક્તથી વેણીનું સીંચન કર્યું;
વીંઝી વીરે મારી ગદા, અભિમાનીના ઉત્સંગમાં,
'સતીવેણ' સાચાં પાડિયાં, વૈરાગ્નિ શાન્ત પડ્યો તદા.

## ખંડ કાવ્યો.

અનુષ્ટુપ:

યોદ્ધા જ્યાં પાર્થ ને ભીમ, સારથી યદુનન્દન:
ધ્વજા વિજયની ફરકે, પ્રજાને મન સાન્ત્વન.

સિંહાસને ચઢ્યા ધર્મ, ધર્મરાજ્ય ચલાવીને;
પછી કૈલાસ એ ચાલ્યા, સ્વર્ગારોહણ કારણે.

ઇન્દ્રવિજય:

સંતાપી સતી દ્રૌપદીને તવ,
કૌરવની કુળવેલી કપાઇ,
શાપ વૃથા સતીનો નવ થાય:
રહે કદિ અગ્નિ વને ધૂંધવાઇ ?

કેવી કસોટીથી પાર થઇ !
ઝળકી રહ્યું કુન્દન શૂરપણાનું !
પાન્ડવની વીરનારી ધરે
શીલ–બખ્તર તો પછી હારવું શાનું ?

અનુષ્ટુપ:

પાતિવ્રત્યતણો જ્યોતિ, અહો ! કો જીરવે જ શું ?
કુલદીપક કૃષ્ણાએ, ઊજાળ્યું કુલ આર્યનું !



૮

# દયાનું ઝરણ.

અનુષ્ટુપ્: ઘોર યુદ્ધ શમ્યું રાતે, જંપ્યા કૌરવપાન્ડવો;
પડ્યા'તા મૃત્યુશય્યા કો, કો પાડે કારમી બૂમો.

વસંતતિલકા: રાત્રિ વધી, રણભૂમિ સૂનકાર ભાસે,
તારાગ્રહો ગગનમાં દીપતા સુહાસે:
કો પ્રિયનાં શબ ભમી ભમી શોધતા'તા;
કો બેસી અશ્રુજલ–અંજલિ અર્પતા'તા.

અનુષ્ટુપ્: તમરાંના થતા શબ્દો, બાકી શાન્ત નિશા ધપે;
અશ્વત્થામાતણે હૈડે, કિન્તુ ના કળ તો વળે.

માલિની: શિબિરથકી ઘડી એ વ્યગ્ર ચિત્તે ભમન્તો,
સુણ્યું ફડફડ ત્હેવે જ્યાં ઊંચે કાગમાળો;
ઘૂવડમંહિ ઘૂસ્યું ને કાગબચ્ચાં વિખેર્યાં;
અરર ! મરડી માથાં પાંખ ને પિચ્છ ખેર્યાં !

વંશસ્થ: ઘડીક થંભી મનમાં વિચારતો:—
'હું કાં ન આ'વી અજમાવું યુક્તિઓ ?'
હતો હીણો તે નીચ ચિન્તવી ફૂલ્યો;
નૃશંસ હૈડે પડેધો કૂડો પડ્યો !

વસંતતિલકા: આજે હું પાન્ડવતણી જઉં છાવણીમાં,
ને બાલ દ્રૌપદીતણાં હણું આ ઘડીમાં;
નિર્વંશ પાન્ડવતણો કરું કાં ન આજે ?
વૈરાગ્નિ ઉર–સળગ્યો તવ હોલવાશે !

શિખરિણી: ગયો પાપી ત્યાંથી, અરરર ! કસાઇ ક્રૂર થયો,
મૃદુ બાલુડાંને, મધુરી નિન્દ્રમાં હાય ! હણતો:
દુરાચારી હૈડું, કઠિન દીસતું વજ્રસરખું;
અરેરે ! એ દિલે, કયમ કરી વહે સ્નેહ–ઝરણું ?

અનુષ્ટુપ: ટટળે બાલુડાં સર્વે, સંભળાય ચીસો ઊંડી:
જાગ્યા સૈ પાન્ડવો ત્હેવે, દ્રૌપદી કાંપતી હતી.

શિખરિણી: વદાયું ના જીભે, ગરીબ ધ્રુજતી રે ! ઢળી જતી,
રહ્યા મ્હોંમાં શબ્દો, હૃદય રડતું આંખ રડતી;
" અરેરે ! કો જાગો: કુસુમ કુમળાં હાય ! કચર્યાં ! "
સફાળો કે' પાર્થ, " નીચ ! કહિં ગયો? મારૂં હવણાં–

અનુષ્ટુપ: દ્રોણપુત્ર ગ્રહી લાવી કૃષ્ણ કે' " પાર્થ ! આ રહ્યો:
હણીને બાલહત્યારો, વૈરાગ્નિ કાંઇ બૂઝવો !

વસંતતિલકા:
કે ' પાર્થ ' " દ્રૌપદીકને લઇ જાવ એ'ને,
જ્યાં એ હતાશ થઇને ધ્રૂશકે રડે છે–"
વીરાંગના દૂરથી ઓળખી બોલી ત્યાંહીં;
" ઓ બ્રહ્મબાલ ! હત ક્રૂર–કહું કસાઇ ?

શિખરિણી:
" અરે ઓ હત્યારા ! શિશુ હણીં બતાવી શી વીરતા ?
બૂઝયો આશાજ્યોતિ, અરર ! અમને અંધ જ કર્યાં !
હણો ના—એની તો જનની મમપેરે કકળશે;
પ્રભુ મ્હારો–એ'નો અદલ ચૂકવો ન્યાય જ ભલે—

અનુષ્ટુપ:
પાપ–પુણ્યતણું લેખું, જ્યારે પરમાત્મ પૂછશે;
કહે ઓ બાલ હત્યારા ! શી ગતિ ત્હારી ત્યાં થશે ? "

મન્દાક્રાન્તા:
પાર્થે લીધું ખડગ કરમાં, દુષ્ટ ! શિક્ષા દઉં શું ?
એધાણીમાં પતિત ! તુજની, ખોપરી કાં ન કાઢું ?
રે ! રે ! આ'વું, ન કર ફરીથી—ઘોર આ'વું ઘટે શું ?
માફી માગી દુ:ખી હૃદયની, જા હવે આંહીંથી તું—"

અનુષ્ટુપ:
શિક્ષા દોષિતને દેવી, ન્યાય એ પ્રભુને ગમે;
દયાનું ત્રાજવું ત્હો યે, ન્યાયથી અધિકું નમે.

પસ્તાવો પાપીના દિલે, પાપનાં પડને ધૂવે;
દયાનાં ઝરણોભેગાં, પુણ્યનાં પાણીડાં વહે !

---

૯

# જયદ્રથ-વધ.



વસંતતિલકા: સિંધુપતિ સુભટ જયદ્રથને જ ત્રાસે,
ભંગાણ હાય ! પડ્યું પાન્ડવસૈન્ય ન્હાસે;
નિશ્ચેષ્ટ બાલપર ભોંકી ક્રૂરે કટારી;
કાં ઉત્તરા-પિયુ હણ્યો ? નવ લાજ આવી ?

અનુષ્ટુપ્: પાર્થ ભીમસમા માથે, તો કાં બાલ રણે પડ્યો ?
બની પ્રપંચ-આહૂતિ, દિવ્ય તારલીઓ ખર્યો !

શાર્દૂલવિક્રીડિત: ઊભાં યુગ્મ અહો ! રતિમદનશાં, આશાતણે આંગણે,
ત્હેમાં કાળ કરાલ વિઘ્ન કરીને, કાં સુખડું તું હણે ?
શય્યા સુન્દર મ્હેકતી કુસુમની, તેમાંહિ જે પોઢતો-
તે તો ચેતનશૂન્ય આજ થઇને રે ! હાય ! પૃથ્વી પડ્યો !

અનુષ્ટુપ્: ભીમને અર્જુને આવી, કારમી કથની સુણી;
અંગારા ઉરમાં લાગ્યા, સ્વસ્થતા ચિત્તની ગઇ.

અર્જુન:

શિખરિણી: અભિમન્યુ મોંઘા ! કયમ ન મધુરી વાણી વદ તું ?
ઢળ્યો કાં પૃથ્વીએ ? રણભૂમિ ન રે ! કાં ગજવ તું ?
નસાડયા શૂરાને, રણમહિં ઘૂમ્યો કેસરીસમો !
કર્યું છેલ્લે આ શું ? દઇ વિરહ–ઘા કેમ વિરમ્યો ?

ભીમ:

વસંતતિલકા: ઉન્મત્ત હસ્તિ હણવા કયમ રે ! ગયો હું ?
એ લાગ જોઇ રિપુ ! હા ! કર્યું કારસું શું ?
કયાં બાલઘાતક ? હણું ઝટ આ ગદાએ—
હું રોમરોમ બળું પુત્રવિયોગ–દાહે ! ”

અ પ્: સુભદ્રાદ્રૌપદીકેરાં, જો ! કલ્પાન્ત કરૂણ શાં !
ઉત્તરા ઉરશું ચાંપી, પુત્ર પોકારતાં રહ્યાં:–

સુભદ્રા:

વસંતતિલકા: હા ! કાં ન ફાટતું અરે ! ઉર–વજ્રકેરૂં ?
હું ઉત્તરા–વદન શી રીત રે ! નિહાળું ?
શી વીધથી મનડું પુત્રવધૂનું માને ?
રે ! દુઃખ–વાદળ અઘોર છવાયું આજે !

આજ્ઞા ન લોપી કદિ ત્હેં મમ નેત્રજ્યોતિ !
કાં આજ નિર્દય બન્યો અણમૂલ મોતી ?
જોઇ રહું સ્વરૂપ સુન્દર ત્હારૂં બાપુ !
કૈં બોલને, મધુર સાન્ત્વન કાં ન આપું ?"

દ્રૌપદી:

શિખરિણી: બધા મીઠાં સ્વપ્નાં, અરર ! ધૂળમાં હાય ! મળિયાં,
બન્યાં સૌ સ્વાર્થી તો, રણમહિં અરે ! રત્ન રવડ્યાં;
ન વિચાર્યું વ્હાલા ! અમ ગતિ હવે કેવી જ થશે ?
—ગુમાવી તું-જેવો સુભગ, ઝુરતાં દિન વિતશે !"

ઉત્તરા:

અનુષ્ટુપ્: અનાથિની કરી હાવાં, નાથ! નિષ્ઠુર કાં બન્યા ?
અમૂલું રત્ન ના છાજ્યું, વરઝોળા રણે થયા !

મન્દાક્રાન્તા: આવું છું હું, પ્રિયપતિ ! રહો ના મુંઝાશો જરીએ !
રે ! શું જીવે, પયવરનું માછલું આ સ્થિતિએ !
મોઘામૂલું, જીવન ધરિયું, સાર્થ તે નાથ ! કહેવા,
આવું વ્હાલા અમરપુરમાં, પ્રેમના લ્હાવ લેવા—

અનુષ્ટુપ્: આવુછું આવુછું નાથ! અનુજ્ઞા માત ! દિયો હવે—
પિયુમસ્તકને અંકે, ગ્રહીને ઉત્તરા વદે !

દ્રૌપદી:

વસંતતિલકા: ત્હારી કુખે પ્રકટશે અભિમન્યુ ન્હાનો,
મૂકો કુલીન વધૂ ! આ હઠ, કૈંક માનો !
જો શાસ્ત્રમાં પણ કહી નવ વાણી શું આ ?—
'ના ગર્ભવન્તી સતી થાય'—સુણો સુશીલા !"

## અર્જુન:

અનુષ્ટુપ્:

ખીલતો' તો શશી જેવો, પુષ્પ જેવો સુકોમલ !
સુધા વર્ષાવતો નેત્રે, હણ્યો એ કુલદીપક !

તોટક:

લઇ ગાન્ડીવ હું ભમું ભૂતળમાં,
શતખંડ કરૂં અરિના કટકા;

ઉર—વંન્હિ બૂઝાવી પ્રશાન્ત બનુ;
કરૂં સાન્ત્વન કૃષ્ણભગિનીતણું.

અનુષ્ટુપ્:

રવિ આથમતે શત્રુ મરે ના તો બળી મરૂં;
સંતાડયો રથમાં પાપી, કૌરવો કપટી બહુ.

શિખરિણી:

બહુ શોધી થાક્યો, નવ મળી શક્યો જેદ્રથ ! કહી,
રચી કૃષ્ણે ત્યાં તો જયદ્રથવધે યુક્તિ જ ખરી;
જુઓ, ચક્રેથી ત્યાં ઝગઝગ થતો સૂર્ય ઢૂપવ્યો !

## અર્જુન:

પડી સંધ્યા જુઓ, બળી મરૂં ન કાં મોહન ! કહો?

ઇન્દ્રવજ્રા:

વ્હાલાં જનો રે ! કકળી ઊઠયાં જ્યાં;
ને પાર્થ દે સાન્ત્વન સર્વને ત્યાં;
વ્હાલાં ! વિધિલેખ ટળે નહિ હા !
પ્રણામ છેલ્લા ઘનશ્યામ મ્હારા !

અનુષ્ટુપ્:

ચિતા ખડકીને પાર્થ શસ્ત્રાસ્ત્ર ત્યજતાં વદેઃ—
આજ્ઞા દ્યો સ્વજનો વ્હાલાં ! હોમું છું મુજ દેહને.

### કૃષ્ણ.

મન્દાક્રાન્તાઃ ખાપુ શસ્ત્રો શૂરવીરજનો, અંત સુધી ન ત્યાગે,
માટે એ'ને, પરમ પ્રિય તું, વન્હિમાં સાથ લેને–
ત્હારા જેવો, શૂરવીર જતાં, ઝૂરવું જોઇને એ ?
રે ! તું–વિના, નીરસ જગમાં, કાં ન ખાળે મ્હને એ ?

અનુષ્ટુપ્: પ્રતિજ્ઞા પાર્થ શું પાળે ? રવિ અસ્ત થઇ ગયો;
અને ત્યાં કૌરવો સાથે, જોવા જયદ્રથ આવિયો.

અનુષ્ટુપ્: વન્હિ ચિતામહીં મૂકયો, ફરે પાર્થ પ્રદક્ષિણાઃ
નેત્રપલ્લવીથી શ્યામે, ' સૂચવ્યું શત્રુ માર આ ! '
આકાશે પાર્થ ભાળે ત્યાં ખસ્યું ચક્રઃ રવિ ઊગે;

### કૃષ્ણ:

પ્રતિજ્ઞાભ્રષ્ટ કાં થાતો ? જોને ભાનુ દીસે નભે—

### અર્જુન:

વસંતતિલકાઃ હે શ્યામસુન્દર ! કરૂં પણ પૂર્ણ મ્હારૂં,
વૈરાગ્નિ શાન્ત કરી ધીકતું ઉર ઠારૂં;
ગાંન્ડીવ સાંધી ઝટ અર્જુન ખાણ છોડે;
ને પાપીનું શિર પડયું ધડથી જ આધે—

માલિનીઃ પણ પૂરૂં થયું કેવું કૃષ્ણકેરી કૃપાથી !
તરત ભગિની પાસે શ્યામ આવ્યા ઉદાસી;
"કુલદીપક સિધાવ્યો ઋણ પૂરૂં થવાથી;
અમરભવન ઊડી માળ લે અપ્સરાની "

અનુષ્ટુપ્: કપટી કૃષ્ણ કાળાની, ના કળે કોઇએ કળા;
ખાજીગરે રચી ખાજી, રમાડે સર્વ પૂતળાં !

# ભીષ્મસ્તવરાજ.



**વસંતતિલકા:**

ગંગાતણે ઉદર સપ્તવસુ થયા જે,
તે શાપમુકત કરવા જલમાં ડુબાડે;
જ્યાં દેવરાત લઇ જાન્હવી તે જતી'તી;
ત્યારે નૃપે મૃદુ મીઠો ઠપકો દીધો કે.

**અનુષ્ટુપ્:**

બાલ શાન્તનુને સોંપી, જાન્હવી સ્વર્ગમાં સરી;
વધેછે વયમાં બાલ, કલા જાણે શશીતણી.

**વસંતતિલકા:**

સૌદર્યવન્તી પ્રમદા દીઠી શાન્તનુએ,
જાણે ઝબૂકી વીજળી સરિતાકિનારે;
વાગ્યાં ઉરે મદનનાં શર રાજવીને,
વિચારતા પમરતી શી સુવાસ અંગે !

અનુષ્ટુપ્: " રૂપથી હું બન્યો મુગ્ધ, કહે કો'ની કુમારિકા ? "
મત્સ્યગન્ધા કહે " હું છું રંક ધીવરકન્યકા. "

સોરઠો: " વરવાનો અભિલાષ, કરૂં પટ્ટરાણી ત્હને;
ના કર તું નિરાશ, સોહાગી સ્મિતભાષિણી !

અનુષ્ટુપ્: " પિતાને કાલ ત્યાં લાવું, અનુજ્ઞા માગજો તવ; "
હરિણી કૂદતી ચાલી, સિધાવ્યો સદને નૃપ.

શાન્તનુ ચિત્તમાં ચિન્તા, નિદ્રા ના નેત્રમાં મળે;
ચકડોળે ચઢ્યું ચિત્ત, ઝંખના ચાલતી ઉરે.

વસન્તતિલકા: બીજે દિને નૃપ ગયો સરિતાકિનારે,
ઊભો હતો ધીવરરાજ તહીં જ આરે;
માગી રહ્યા, " તુજ સુતા મહિષી બનાવું, "
બોલ્યો પિતા ' પણ ' લીયો, મન હું મનાવું—

વંશસ્થ દૌહિત્રને ગાદીપતિ તું જો કરે,
ને લે પ્રતિજ્ઞા તવ દુહિતા મળે;
અન્યાય કિન્તુ કયમ રાજવી કરે ?
શું હક્ક ના દેવવ્રતનો જ એ પરે ?

અનુષ્ટુપ્: અવાક્ રાજા થયો ત્હેવે, માગણી સાંભળી ક્રૂર;
લેવાઇ મુખની કાન્તિ, આવતાં ધર્મસંકટ.

પોતાની વાત જાણીને, વદે છે બાલ તે ક્ષણ;
દિલના દરિયાવે તો, કહ્યાં વેણ સુભાષણ:—

વસંતતિલકા: " દૌહિત્ર ગાદીપતિ નિશ્ચય તુજ થાશે,
ઘો દુહિતા, શરત તુજ પૂરી પળાશે;
ભીતિ ત્હમે મનવિષે નવ લેશ ધારો;
નિષ્કામ યોગી બનું શાન્તનુપુત્ર પ્યારો ! "

હરિગીત: આદર્શ બ્રહ્મચારી બની, જગ અમરકીર્તિ વિસ્તરી,
પ્રિયતાતના સુખકાજ જેણે રાજગાદી જતી કરી,
એ અડગ વીરપર કુસુમવૃષ્ટિ, દેવ વર્ષાવી રહ્યા;
કપરી પ્રતિજ્ઞાને સુણી ત્યાં દેવદુંદુભી વાગિયાં.

અનુષ્ટુપ્: હિત પાન્ડવનું ચાહી, રહે કૌરવ-રાજ્યમાં;
તેથી પક્ષ લઇ ત્હેનો, ઝૂઝાવી ધરણી રહ્યા.

ઘણાં વર્ષ વહી ચાલ્યાં, કરે રાજ્ય સુયોધન;
ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે, લઢ્યા પાન્ડવથી તવ.

ઇન્દ્રવિજય: રણધીર ખરે રણ-રિપુ હણી,
સમરાંગણમાં વીર હાક—વગાડી;
શર કૈં તનમાંહી ખૂંપી ય ગયાં,
શું બની રહી બાણ તણી જ પથારી !

" નવ ગોઠતું શિરા, " સુયોધનને કહ્યું,
દીધું ઉશીકું તહીં ઝટ લાવી;
કહે " મૂર્ખ ! તું ના સમજ્યો ! " તવ ત્યાં
નમી પાર્થ મૂક્યું શર મસ્તકમાંહી.

તોટકઃ

ઝગી શી દ્યુતિ એ ભડવીરતણી,
ટરી શી રહી જો ! શર–સેજમહીં;
બ્રહ્મચર્યવ્રતે, વશ મૃત્યુ રહ્યું;
મધુસૂદનને કરજોડી કહ્યું.

વસંતતિલકા:

દ્વિ હસ્ત જોડી હરિનાં સ્તવનો કરે છે,
'છો છેલ્લી આશ !' કહી ઈશ્વરને નમે છે;
"જ્યાં ઉત્તરાયણતણો રવિ થાય નાથ !
શ્રીપાદમાં શમી જતાં બનું હું કૃતાર્થ !"

અનુષ્ટુપ્:

મકરસંક્રાંતિ કાળે, બ્રહ્મજ્યોતિ વિલુપ્ત થૈ;
નૈષ્ઠિક બ્રહ્મચારીની, ઘોષણા તાજી છે હજી.



## ૧૧

## સ્વધામ-ગમન.

અનુષ્ટુપ: ઉત્પાતો કારમા ભાળી, શોચે છે ધર્મનન્દનઃ—
" ન આવ્યો દ્વારકાથી કાં, હજુ યે પ્રિય અર્જુન ?

મન્દાક્રાન્તા: આહા ! કંપે હૃદય, ફરકે નેત્ર ને બાહુ મ્હારા,
મૂંઝાઉં હા ! અરર ! શું રઠ્યું ભાગ્ય મ્હારૂં વિધાતા ?
અશ્વો રૂવે, અપશકુનિયાં, કાગ ને ઘૂડ બોલે;
આલાપોથી નકી જગતની શૂન્યતા ઇચ્છતાં એ !

કેવી પેલી, વીજળી નભમાં મેઘબ્હોળી ઝબૂકે;
અંધારૂં કૈં અનિલલહરી ધૂમ્ર છાઇ પ્રસારેઃ
ને ભાનુનું કિરણ તપતું સાવ નિસ્તેજ આજે;
કૈં આકાશે ગ્રહ લઢી કરે, દિવ્ય ઉત્પાત શાચે !

સૌન્દર્યોથી વિહીન વન ને વાટિકા શૂન્ય લાગે,
અશ્રુ સારે નયનથકી, કાં ધેનુનું વૃન્દ આજે ?
કોકિલા યે ટહૂકતા નથી સૂની છે આમ્રડાળ;
શાને થાતા શકુન નરસા ભીમ ! જોને કરાલ ?

**શાર્દૂલવિક્રીડિત:**
ધર્મો યે ઋતુના ફર્યા, પલટી શું સૃષ્ટિ મહા–કાલની !
ક્રોધી લોભી બન્યા સહુ જગતમાં, જીવે કરી દુષ્કૃતિ;
વ્હાલા **ભીમ** ! રમે બધા કપટની, બાજી જ વ્યામોહિની;
પાતાળે નીતિ ટેક પુણ્ય સરિયાં, કો સત્ય બોલે નહીં !

સ્નેહીઓ તરછોડી સ્નેહ ઘડીમાં, જોને ! ઠગારા બને;
સંતાનો નગુણાં બની ભૂલી જતાં, વાત્સલ્યના વ્હેણને;
શેં ભાસે સહુ ઊલટું અવનિમાં રે ! કૈં બૂરૂં નિપજ્યું ?
રે ! વીત્યા બહુ માસ, **પાર્થ** કયમ ના આવ્યો સમીપે હજુ?

**વસંતતિલકા:**
જેના પ્રતાપથકી રાજ્ય સમૃદ્ધિ પામ્યા,
શત્રુ હરાવી જગમાં વિજયી ગણાયા;
ને **રાજસૂયમહિં** આપ્તની લાજ રાખી;
રે ! શું તહીં નવ હશે સુખી એ પ્રતાપી ?

**સોરઠો:**
આવ્યો, શું તે કાલ ? ભાખ્યો'તો મુનિ **નારદે;**
દીનતણા પ્રતિપાલ, પુણ્યધામ સિધાવિયા ?

**અનુષ્ટુપ:**
ચિતા નિર્જીવને બાળે, ચિન્તા બાળે સજીવને—"
કરે કલ્પાંત દુઃખેથી, આવ્યો ત્યાં **પાર્થ** તે પળે.

**વસંતતિલકા:**
"ઉત્ફુલ્લ મુખપર દુઃખ રહ્યું છવાઇ,
શું કોઇએ કર્યું ત્હને અપમાન ભાઇ ?
દાશાર્હ, ભોજ, મધુકુલ બધાં સુખી છે ?
ને વૃષ્ણિકુલમાંહિ કુશલ સર્વ છે ને ?"

માલિની;

હૃદયકમલ હ્‌વે શોકથી રે ! ધવાયું,
વદનપર છવાઇ શ્યામતા, ને સૂકાયું;
પરમપ્રિય સખાની પ્રેમમૂર્તિ સ્મરે એ;
નયનથકી વહન્તી અશ્રુની ધાર રે ! રે !

અનુષ્ટુપ્‌:

વદ્યા પાર્થ, ડૂમો દાબીઃ " કહું શું ધર્મનન્દન ?"
આત્મ–લીલા સમેટીને, સિધાવ્યા મધુસૂદન !

વસંતતિલકા:

મ્હારું હરાયું સહુ તેજ સખાની સંગે,
રે ! રે ! બળું વિરહ–દાહથકી હું અંગે:
જેનાથી દ્રૌપદી મળી, ચલ મત્સ્ય વિંધ્યું,
જેના અનુગ્રહથી ખાન્ડવને પ્રજાળ્યું:

માર્યો સુયોધન રણે, સતીવેણ પાળી,
ને રક્તસિંચનથી વેંણી સમારી ત્‍હેની;
સાહાય્ય જેનીથકી હું મઘવા જીત્યો, ને
'ગાન્ડીવપાણિ' નવ પીઠ બતાવી કો'ને:

રે ! સારથી બની ગીતામૃત ઉર સીંચ્યું,
ત્‍હેના ગુણોની ગણના શું કરું ? ઝૂરું છું !—
ઝીલ્યાં શરો વરસતાં રણમાં સખાએ;
મ્હોટા મહારથી ય વ્યર્થ કર્યા હું–સ્હામે:

—એ શ્યામસુન્દર જતાં તૂટી બાંહ્ય હાયે !
ભાઇ ! સખાવદન રે ! નિરખું ન ક્યાં યે !
કો' શેં ધરૂં જીવન હું બની બ્હાવરો રે ?
ઝૂરી મરીશ નકી હું–કહું શું વધારે ?

અનુષ્ટુપઃ

બની મત્ત મદિરાથી, યાદવો મૂઢ રે ! બન્યા;
દ્વિજનો શાપ પામ્યાથી, માંહોમાંહે વઢી મર્યા !

નાશકર્મ સહુ કીધું, જાણું હું પ્રિય માધવે;
ઉતારી ભાર પૃથ્વીનો, સિધાવ્યા નિજ સ્થાનકે.

સોરઠો:

ગયો જીવન ધરનાર, જીવું કેમ સખાવિના ?
ધગે ઉરે અંગાર, ના સૂઝે કૈં: શું કહું ?

સોળ સહસ્ત્ર સન્નાર, સંગાથે લઇ આવતો:
કાબે આવી ત્યાંહ, લૂંટયો સ્ત્રી—સમુદાયને.

તે જ ધનુષ્યને બાણ, રથ ઘોડા પણ તે જ હા !
પલટયો જ્યારે ભાણ, ત્યારે હું હારી ગયો !

કૃષ્ણ-વિરહથી હાય ! સાધન સૌ નિર્બલ બન્યાં;
રક્ષા થૈ ન જરા ય, “ કાબે અર્જુન લૂંટિયો !'

વસંતતિલકાઃ

“ જેથી હતા નિયમમાં શશી ને ગ્રહો આ,
જેનાથી શેષસરિખા પણ ડોલતા'તા,
જેનો મુનિવરસમા નવ પાર પામે,
સર્વે સ્થળે વસી રહ્યા નિજ આત્મ—ભાવે:

—હા ! તે સુદિન પલટયો, પલટી ઘડી રે !
બેઠા ગરીબ બની પિપ્પલકેરી છાંયે;
ઓચિંતું હાય ! શર પારધીએ જ માર્યું;
જૈ તે શ્રીકૃષ્ણપદ પદ્મમાંહિં વિરામ્યું !

ત્હેવે વધા વચન તાપ-શમાવનારાં,
સંભારતાં વરસતી અહ ! અશ્રુધારા:
સંકેલી સર્વ, નિજ ધામમહિં ગયા એ;
રે રે ! હવે નહિ મળે પ્રિય **શ્યામ** ક્યાં યે !

ગીતામહિં વચન ભાખ્યું'તું સાંભરે તે:—
'વ્યાપે અધર્મ પ્રભુ ત્યાં અવતાર ધારે;
સ્થાપે સ્વધર્મ, સુખશાન્તિ બધે છવાયે
સંકેલતો જીવન—કોકડું એ જ ત્યારે !"

અનુષ્ટુપ: રૂપ-ઝાંખી સ્મરન્તો એ, હૈડામાં કૃષ્ણચંદ્રની;
ભળી વૈરાગ્યમાં બુદ્ધિ, ચિન્તા ઝાળ શમી જરી.

ગીતા-જ્ઞાન સ્ફુર્યું ચિત્તે, બ્રહ્મજ્ઞાનમહિં ઊડયો:
શમ્યું અજ્ઞાન—અંધારુ, ભાવ સ્થૂલતણો ગયો !

શાર્દૂલવિક્રીડિત: "ભાઇ ! ધૈર્ય ધરો, ઉપાય ન હવે, નિર્મ્યું પ્રભુનું બને,
સોંપી રાજ્યધુરા પરીક્ષિત-કરે, નિશ્ચિંત થાવું ઘટે;
જો ! આવ્યો કલિકાલ, સત્વર સહુ હિમાલયે ચાલશું,
સ્થાપી પ્રેમલ જ્યોતિ નેત્રસમીપે રસ્તો હવે કાપશું."

અનુષ્ટુપ: પાંડવો દ્રૌપદી સાથે હરદ્વાર જઇ રહ્યા:
સ્વર્ગારોહણને કાજે, પ્રસ્થાન આદરી રહ્યા.

———————

## ૧૨

# ધર્મસંકટ



અનુષ્ટુપ્‌ઃ

શમ દમ સત્ત્વનાં તત્વો, કસોટીથી વધુ ઝગે !
તવાતાં ને ટીપાતાં તો, તેજ કુન્દનનાં વધે.

વસંતતિલકાઃ

સાક્ષાત ધર્મસમ રાજ્ય શિબિ ચલાવે,
કીર્તિ–સુવાસ પ્રસરી સુરપુરમાં યે;
"એવો અડોલ ન શું એ ડગશે જરા યે ?"
—વહ્નિ અને શચિપતિમહિં વાદ થાય.

ઇન્દ્રવજ્રા;

"ચાલો કસોટી કરિયે જઈને,
બંને જણાં પંખીનું રૂપ લૈએ—"
શ્વાસે ભરન્તા વઢતા જ આવ્યા;
સિંહાસને જ્યાં નૃપતિ વિરાજ્યા.

વસંતતિલકા: હોલો નૃપેન્દ્રતણી સોડમહીં સમાયો;
'રક્ષા કરો' કહી રહી થથરે બિચારો;
"દ્યો ભક્ષ, એવિણ કુટુમ્બ મરી જશે હા !"
ત્યાં બાજ એમ વદતો જરીયે ખસે ના !

રાજેન્દ્ર કે' "કયમ દઉં હું ગરીબડો આ,
જે આવિયો શરણ, રક્ષણ શું કરૂં ના ?"
પંખી વદે "વધુ હું આજીજી શું કરૂં રે ?
કાં એક-કાજ બહુ જીવની 'હાય' તું લે ?

સોરઠો: બચલાં મ્હારાં હાય ! ટટળે રે ! ભુખને દુ:ખે;
અવાચક-હત્યા ય, કાં લે ધર્મધુરન્ધર !"

વસંતતિલકા: "ઓ પંખી ! સ્વાર્થમંહિ ભાન તું કાં ભૂલે છે ?
હોલા-કુટુમ્બની ગતિ કયમ ના વિચારે ?
લે લે ખૂટે ન કદિ તેટલું અન્ન આપું;
તેથી કુટુમ્બતણું તું કરજે રખોપું.

શિખરિણી: અમોલાં લે રત્નો, દઉં અખૂટ ભંડાર તુજને,
ગુજારો હું બાંધું, નહિ કદિ ક્ષુધાદુ:ખ દૂભવે,
પરન્તુ ના આપું, ચરણશરણે આવી પડ્યું જે;
બીજું જે માગે તે, તરત દઉં વિહંગ ! તુજને"

અનુષ્ટુપ "ભક્ષ મ્હારૂં દઇ દેને, પંડિતાઇ શું દાખવે ?
જો એ પ્રાણસમો વ્હાલો, ભારોભાર તું માંસ દે"

વસંતતિલકા: " તો બસ, આ જીવન સાર્થ થયું જ મ્હારૂ,
અર્પીશ માંસ અતિ હર્ષથી બાજ સારૂ;
કે પ્રાણીકાર્ય નિજ જન્મમંહિ ન થાય
તો ધિઃક આ જીવન વીરતણું ગણાય."

સોરઠો: કાપી કાપી રાય, માંસ મૂકે છે ત્રાજવે ?
ત્હો ય નમે ન જરાય, કસોટી સૌ જોઇ રહ્યા !

ધર્મધુરન્ધર રાય, પોતે બેઠા ત્રાજવે;
" ભલે જીવ મુજ જાય, જોઇ જુવો સામટું–"

અનુષ્ટુપ્: ત્રાહિ ત્રાહિ પ્રજા બોલે, કરે રાજેન્દ્ર સાંત્વના;
" ડરો ના, એ ઉપાડો ને, પરવા ના પ્રાણની જરા."
પંખીરૂપ દીધું ત્યાગી, મૂળ–રૂપ ધર્યું જયહાં;
" ધન્ય ધન્ય શિબિરાજા !" ઇન્દ્રવન્હિ વદી રહ્યા !

વસંતતિલકા: બન્ને નૃપેન્દ્રશિબિને હૃદયે લગાવે,
" ચોખ્ખું સુવર્ણ પરખ્યું, તું અલિપ્ત સાચે;
આવ્યા હતા કર્યું જ પારખું આજ ત્હારું;
દીર્ઘાયુષી ચલવ રાજ્ય સુધર્મવાળું !"

અનુષ્ટુપ્: અખંડ અંગાંગને કીધાં, સીંચીને અમૃતાંજલિઃ
શિબિરાયે રહ્યા નામી, હાથની રચી અંજલિ:

ઇન્દ્રવજ્રા: " અહો શિબિ ! ઉર્જ્વલ નામ ત્હારું,
ત્હેં કુલ એકોત્તર આજ તાર્યું !"
પછી થયા અંતર્ધ્યાન બન્ને,
શાન્તિ વળી ભક્તિમતી પ્રજાને.

અનુષ્ટુપ્: શમ દમ સત્ત્વનાં તત્ત્વો કસોટીથી વધુ ઝગે;
તવાતાં ને ટીપાતાં તો, તેજ કુન્દનનાં વધે !

## ૧૩

# સાધ્વી રાજુલ.

શાર્દૂલવિક્રીડિત: આજે રાજુલ જિનધર્મસિદ્દને આનન્દનો છે ધ્વનિ,
નિર્ધારી તિથિ નેમીનાથવરની સાથે રૂડા લગ્નની:
આવી જાન ઉમંગભેર પુરમાં, શાં વાદ્ય વાગી રહ્યાં !
ઊતારા કરિયા: પરન્તુ વિધિના લેખો કદિ ઊકલ્યા ?

અનુષ્ટુપ્: રીતિ ગૌરવ દેવાની, જ્ઞાતિમાંહી થતી હતી;
પશુ અસંખ્ય પૂરેલાં, વાડામાં ટટળે તહીં.

વસંતતિલકા: કો બાપડાં નયનથી બહુ અશ્રુ સારે,
કો રાંકડાં, પ્રભુજી છે રખવાળ ધારે,
કોઇ ગરીબ નિરખે ભયભીત ડોળે.
વાચાવિના ગરીબડાં દુઃખ શું ય બોલે ?

અનુષ્ટુપ્: નોધારાં એ બિચારાંની, ચીસો ત્યાં સંભળાય છેઃ
નેમીનાથ જઇ ત્યાં તો વદે " આ શો પ્રકાર છે ? "

તોટકઃ 'વરરાય ! જુઓ રખવાળ કહે,
તમ લગનમહીં બલિદાન જ એ—"
" અહ ! અર્હન્ ! " એમ કુમાર વધા,
મુજ કાજ શું એમ બને જ કહ્યા ?

અનુષ્ટુપ્: જીવતા જીવ મારીને, શું આનંદ થવો ઘટે ?
અહિંસા—મંત્ર પૃથ્વીમાં, મ્હારે શિખવવો હવે—"

શિખરિણીઃ ઊતારીને વસ્ત્રો, તરત તપસીનું રૂપ ધર્યું,
ઊતાર્યાં શૃંગારો કુમકુમ લલાટે ય ન રહ્યું;
બન્યો ભિક્ષુ જેવો, જનકજનની પાસ ઊભીને
કહે " જાવા દ્યોને, જીવીશ જિનનાં સ્તોત્ર સ્તવીને. "

મન્દાક્રાન્તાઃ વ્હાલાંઓ તો અરર ! કકળ્યાંઃ લગનમાં વિઘ્ન આ શું?
ભાઇ ! આખું જીવન લૂંટીને આમ ના છોડી જા તું !"
" રે ! રે ! હાવાં. અવર ન રૂએ શેં નકામાં રડો હા !
જાઉં આજે, જિન પ્રભુજીની, કીર્તિનાં ગાન ગાવા. "

અનુષ્ટુપ્: પ્રેમમૂર્તિ પળ્યો ત્યાંથી, ગિરનાર જઇ વસ્યો;
રાજુલે વાત આ જાણી રૂવે " કાન્ત ! તું કાં ગયો ?

વસંતતિલકાઃ હું યે તપસ્વિની હવે તવ પાસ આવું ?
વૈરાગ્ય તીવ્ર ઉપજ્યેઃ " ગૃહ હું ય ત્યાગું; "
દિયેર એ જ વચનો રથનેમી નામે;
સાથે ગયાં ઉભય તો ગિરનાર ધામે.

ત્યાં નેમીનાથ મળતાં મન મોદ પામ્યાં,
ને નિર્ગમે દિન ત્રણે વસીને ગુફામાં;
પાળે અહો ! કઠિન શાં વ્રત એ તહીંએ;
કે' નેમીનાથ " જઉં દેશ વિદેશમાંહે

અનુષ્ટુપ્: બોધ સૌ જીવને દેવા, આથડું અવની બધી;
એ જણાં શાન્તિથી રે'જો, વળી આવીશ હું કદિ."

હરિગીતઃ નભમાં છવાયાં આભલાં, ને સાંઝ સલૂણી વિસ્તારે,
કેકા મયૂરકેરા મધુર, વ્હેતી અનિલલહરી ધીરે;
જૂઇ જાઇ ચંપો પારિજાતક, કૈં ગુલાબ ખીલી રહ્યાં;
ઝરમર ઝરે ત્યાં મેહુલો. રાજુલ ગે હતી નગ્રમાં.

વસંતતિલકા સૌ વસ્તુ વ્હોરી શુચિ રાજુલ આવતી'તી,
ભીંજેલ અંબર હતું વરસાદમાંહિં;
ચ્હોંટી ગયાં વસન રાજુલ ગૌર વાને;
એ જોઇને દિયર તે ઘડી મોહ પામેઃ—

"સૌન્દર્યકેરૂં પુતળૂં વિધિએ ઘડયું છે,
ગુફા વસી, પણ શું રૂપ અહો ! ખીલ્યું છે !
વેલી અહો ! કુસુમની કરમાય ક્યાંયે;
—એ'વો બન્યો દિયર વિવ્હલ ચિત્તમાંહે.

ચેતી ગઇ ચપલ યોગીની વૃત્તિઓને,
અંગાંગ પાતિવ્રતજ્યોતિ ઝગી રહ્યો છે,
ધીમે સ્વરે વદતી, "બંધુ ! અશાન્તિ શી આ ?
હે રૂપયૌવન અશાશ્વત, ના ટકે હા !

લીધો ' અખંડ ભેખ અહિંસાના યોગીએ,
ધ્યાનથકી છૂટે ભવ બંધ: હો દિયરજી !
ત્હોંટેલ ચીર ભીનાં દેખીને ન મોહિયે,
સ્થિર જરી રાખો હૃદય—બંધ: હો દિયરજી !
લીધો અખંડ ભેખ—

કારમી એ વાસનાથી પાપભોગી કૈં થયા,
કાયા અશુચિ: ચિત્ત મોહ ક્યાં ? દિયરજી !
યોગિની બની હું, ત્હમે મહાવ્રતધારી છો,
ચૂકશો તો બંધન કારમાં: દિયરજી !
લીધો અખંડ ભેખ— "

વસંતતિલકા:

રાજુલના શીતલ કોમલ શબ્દથી એ,
હૈયાતણો ઊકળતો ઊભરો શમ્યો, ને
" ઓ માત ! માફ કરશો " કહ્યું લાજીને, તો
આત્મા વિશુદ્ધ તપથી રથનેમી કીધો.

નેમીતણી મૃદુલ નાજુક રાજુલા એ,
યુગે યુગે વિમલ શીલ પદ્માવતી એ;
સાધ્વી જુઓ પુનિત એ ગિરનાર ધામે;
આજે ય શી અડગ મૂર્તિ તહીં વિરામે !

---

# પતિવ્રતા.



વસંતતિલકાઃ

શો બાલસૂર્ય નભમન્ડલમાંહિ સોહે,
ગમ્ભીર આ તરુઘટાથકી ચિત્ત મોહે;
મન્દિરમાંહિ પ્રભુભક્ત સહુ સિધાવે;
ઘંટારવો મધુર ભક્તિ ઉરે સ્ફુરાવે.

જેનાથકી રાજવિભવોની પ્રતીતિ જાગે,
તે નોબતો ગડગડે, શરણાઇ વાગેઃ
ક્હેવાં જલે જલચરો રમતો કરે છે;
રંગીન્ માછલી અહો ! સરમાં તરે છે !

મેના મયૂર વિહરે શુકસારિકા ને,
શી આમ્રઉપર ટહુકતી કોકિલા એ;
બેડાં શિરે ચળકતાં રમણી ધરન્તી,
ને કો સરોવરતીરે જલ ત્યાં ભરન્તી;

કો' કોમલાંગી સરખીસખિ સાથ બેલી
હૈયાતણી અજબ ગુંજ રહી ઊકેલી;
કો યુગ્મ તે સમય પાટણમાં પધાર્યું;
શું ઊતર્યું અવનિમાં શચિઇન્દ્ર જોડું !

માલિની:
" વિધિ ગતિ અતિ ન્યારી છે ન શું ? " નાથ કે' ત્યાં;
અરર ! અપરમાની ના કળાણી કળા હા !
ભમું હું અવનિ આખી દુઃખ ના લેશ ધારું;
પણ હૃદય ચિરાયે દુઃખ રે ! જોઇ ત્હારું !

કુસુમકલિસમી તું રાજકન્યા શુભાંગી !
સહન કયમ કરે રે ! કષ્ટ તું કોમલાંગી ?
મમ ઉર અકળાયે દુઃખિની માત મ્હારી;
અરર ! મુજવિયોગે ઝૂરશે એ બિચારી ! "

ઇન્દ્રવજ્રા:
" મૂંઝાવ શાને મમ નેત્ર–તારા !
કો આપ સાથે, મળ્યું સ્વર્ગ વ્હાલા !
માતાજીને માધવ સ્હાય થાશે:
ને આ દિનો નાથ ! વીતી ય જાશે ! "

અનુષ્ટુપ્:
તરુએ અશ્વ બાંધ્યો ને વદે છે નાથ: " સુન્દરી !
ગ્રામમાં ગૃહ રાખીને આવું, તું બેસજે અહીં—"

માલિની:
તીરે બેઠી, એકલી કોમલાંગી,
જામોતીની, દાસી તે સ્થાન આવી;
જાણી વાર્તા, સૌ કહી નાયિકાને;
જામોતીને હર્ષ હૈડે ન માયે.

અનુષ્ટુપ્: મળું મુગ્ધા નવોઢાને, ફસાવું મુજ પાશમાં;
ખોળતી'તી મળી ત્હેવી, આજે છે ફર્યું ભાગ્ય આ !

સ્વાંગ કો રાણીનો લેઇ આવી **વી**રમતી કને;
" ભ્રાતનો સુત ક્યાં ? વ્હાલી ! જોઇને નેત્ર આ ઠરે–"

મન્દાક્રાન્તા: " ભાડે જોવા ઘર પતિ ગયા, ને થઇ વાર ઝાઝી,
મૂંઝાઉં હા ! જમણી ફરકે આંખડી આજ મ્હારી ! "
**જા**મોતી કે' " અનુચર મૂકું, લાવશે મ્હેલમાંહીં; "
રે રે ! એની કુટિલ ભૂરકીમાંહિ ભોળી ફસાઇ !

અનુષ્ટુપ્: વાટડી પિયુની જોતાં, નવોઢા બની વિહ્વલ;
" અરે ! રાત્રિ પડી ત્હો યે, પધાર્યા ક્યમ ના પ્રિય ?"

વસંતતિલકા: **જા**મોતી કે' " શયનમન્દિરમાં તું **જા**ને,
ને તેડું મોકલું છું હું જગદેવને યે—"
મુગ્ધા અનુચરીની સાથ સિધાવી જોવી;
મન્દિર તો ઝગમગી રહ્યું'તું દીપેથી.

અનુષ્ટુપ્: સાંભળી પગલાં, હૈડે હર્ષ પામી **વી**રાંગના;
પતિ જાણી બની ચિત્તે અધીરી નવયૌવના.

શાર્દૂલવિક્રીડિત: દીઠો **લાલ**કુમાર મત્ત મદિરાપાને ઘણું ડોલતો,
શો એ મૂર્ખ ગુલાબઅત્તરતણી સુવાસથી મ્હેકતો !
વાસ્યાં દ્વાર અનુચરી જતી રહી, બાલા બની વ્હાવરી;
દીધો હાય ! દગો, ચખાડું ફળ તો વીરાંગના હું ખરી !

શિખરિણી: બન્યાં નેત્રો રાતાં, અસુર હણવા શક્તિ ઉતરી !
"મરું કાં તો મારું, શીયલવ્રત હું ના ત્યજું કદિ !"
અનાડી એ બોલ્યો, "મનહરણી ! તું મીઠું વદ ને;
હું આવ્યો તું-કાજે શીતલ ઉર તન્વાંગી ! કરને."

સોરઠો: "પતંગ શા નેત્રાન્ધ, સૈરન્ધ્રિ-રૂપ દીવડે—
ના જાણે કામાંધ ? સો કીચક હોમાઇ ગયા ?"

અનુષ્ટુપ્: "આવ તું કોમલાંગી"—જ્યાં સતીને જાય સ્પર્શવા;
"ચખાડું સ્વાદ ઓ પાપી !" વીફરી એ વીરાંગના.

શિખરિણી: સતી સાથે રે'તી, નિશદિનતણી જે સહચરી,
કલેજામાં ભોંકી, નિડર બનતી વીર રમણી—
કટારીનાં ઘાથી, અવનિઉપરે એ ઢળી પડ્યો;
જવાબો કૃત્યોના, યમસદન ઊભો, દઇ રહ્યો.

અનુષ્ટુપ: ફેંક્યો જે અટારીથી, જોઇ તે કોટવાળ કે':—
"રૂપરૂપતણો રાશિ ! શી ત્હારી થઇ આ વલે !"

જામોતીસદને ચાલો, પુત્રનું વેર વાળિયે;
બંધ દ્વાર હતાં તેથી, ચઢે તેઓ અટારીએ.

વસંતતિલકા: જે જે ચઢે ઢળી પડે, જખમી બનીને,
ચંડીસમી વીરમતી તહિં જો ! ઊભી છે !
રાજેન્દ્ર વાત સુણી સત્વર ત્યાં પધારે;
"વીરાંગના ! વદ તું કોણ ? કર્યું શું આ ત્હેં ?"

અનુષ્ટુપ્: " રાજારાજકુમારી હું, પરમારકુલે વરી;
રાજ્યનાં રત્નને રોળ્યાં, અમૂલાં વ્રત જાળવી.

સુણ્યું સૌ જગદેવે આ, ધસી આવ્યો સમીપમાં;
" રાણી! સંકટ શે ખોયું, ખોલો ચાવડી! દ્વાર આ!"

ઇન્દ્રવજ્રા: વીરાંગનાએ પતિ-વાણી જાણી,
ત્યા દ્વાર ખોલ્યાં ઉર હર્ષ આણી;
રાજેન્દ્ર બોલ્યા " ધન્ય ધન્ય પુત્રી ",
જામોતીને દેશનિકાલ કીધી.

અનુષ્ટુપ્: અહો ! વીરમતી કેવી, પ્રાણાન્તે શીલથી બચી ?
ઇતિહાસ સ્મરે તેથી, પતિવ્રત્યતણી છબી.



## ૧૫

# પરમાર જગદેવ.

શાર્દૂલવિક્રીડિત: જોને ભાદરવાની ભવ્ય રજની, કેવી વિકાસી રહી,
ત્હેમાં શ્યામલ વાદળી તિમિરને, સર્વત્ર ફેલાવતી;
કેવી વીજળી વાદળે ઝળૂકતી જો મેઘ ઝીણો ઝરે;
જાગ્યા તે સમયે શ્રી ગુર્જરધણી, નિદ્રામહિંથી અરે !

સોરઠો: સુણ્યાં મધુરાં ગીત, રૂદન સુણ્યાં શાં કારમાં;
લાવો ભાળ ખચીત, જઇ સામંતો ! તે સ્થળે.

વિચારે સિદ્ધરાજ, કોણ અનુજ્ઞા પાળતું:
સુણ્યા છતાં અવાજ, ઘોર્યા લૂણહરામીઓ.

શાર્દૂલવિક્રીડિત: ચાલ્યો ત્યાં પરમાર ખડ્ગ લઇને અંધારૂં છાયું બધે,
છૂપો વેષ લઇ નૃપેન્દ્ર હીંડતો, જો ! ત્હેની વાંસે વધે;
નારીવૃંદ સહુ નિહાળી રડતું, આવ્યા સમીપે જહીં;
રે ! કાં આવું કરૂણ રૂદન કરો ? શું છે ? કહોને જરી.

## જોગણીઓ:

અનુષ્ટુપ્: પુર પાટણની વત્સ ! અમે જોગણીઓ સહુ;
હાય ! પુરપતિકેરૂં, કાલ છે મૃત્યુ કારમું !

શિખરણી: કરી પૂજા અર્ચા, બલિ નૃપવિના કોણ ધરશે ?
બળે તેથી હૈડું, અરર ! પુણ્યશાળી નૃપ જશે ! ''
વળી ત્યાંથી ચાલ્યો, રમણીગણનું ગાન સુણવા;

## જગદેવ:

કહો કાં ગાઓ છો ભર રજનીએ ગીત મધુરાં ?

## દેવીઓ:

તોટક: સુરપુરતણી સુરદેવીં અમે,
ઝૂલિયે ઉરહર્ષ–હિન્ડોલ પરે;
ચઢવું લઇ દિવ્ય વિમાનમહિં,
નરશાર્દૂલ ગુર્જરીનો નૃપતિ—''

મન્દાક્રાન્તા: રે રે ! એવી દુઃખદ કથની સુણતાં 'હાય' બોલ્યો,
શૂરો કંપ્યો, શિરઉપર શું ખડ્ગનો ઘાવ વાગ્યો !

## જગદેવ:

કેઇ વેળા અરર ! કરશો, કારમું કૃત્ય આવું ?
રે ! કાં આજે નિરદય બન્યાં માત દેવી દયાલુ ?

દેવીઓ:

તોટક: કરી પ્રાત:સમે નૃપ સ્નાનવિધિ,
પૂજનાર્થ પીતામ્બર શુદ્ધ સજી;
મણિમંડિત પાટ મૂકે પદને
હરશું તવ રાજવી–આત્મનને.

જગદેવ:

સોરઠો: દેવી ! કૈંક ઉપાય, કૃપા થકી ન બતાવશો ?
ભલે જીવ સો જાય, મરશો ના શતપાલક !

દેવીઓ:

વસંતતિલકા: કો વીર, રાજનીસટે શિર દે હંસીને,
તો તો ઉગારશું નક્કી પુરના પતિને;

જગદેવ:

વા' આથકી રૂડું શું ? લ્યો શિર હું ધરૂં છું,
આનંદઉદધિ અહો ! ઊછરે પછી શું ?

અનુષ્ટુપ્: સાંધશો કેટલું આયુ, મહાદેવી ! કહો મ્હને;

દેવીઓ:

વત્સ ! દ્વાદશ વર્ષો તો, અર્પશું સિદ્ધરાજને.

વસંતતિલકા: ઓ મૂર્ખ ! કાં તું બલિદાન અમૂલ્ય આપે,
ત્હારાવિના તુજ કુટુમ્બગતિ શી થાશે ?
છે પ્હેલી એ ફરજ કેમ તું ના વિચારે ?
શેં એક ખાતર દુ:ખે સહુને ડૂબાડે ?

જગદેવ:

અનુષ્ટુપ્: વિશ્વંભર વસે છે તો, મ્હારે કાં ધરવું દુઃખ ?
પોષે છે વિશ્વને એ તો, કીડીને પણ દે કણ.

વસંતતિલકા: ઓ! દૈત્યમર્દિની ! અમે પરમાર એ'વા,
સ્વામીસટે જરૂર આપવી જીંદગી આ;
છે પિંડ આ પ્રભુતણા કણનો બનેલો !
તો કાં ન સાર્થક કરૂં, મરી સર્વ પ્હેલો ?

દેવીઓ:

અનુષ્ટુપ્: તથાસ્તુ ! ધન્ય તું વત્સ ! સાચો તું સ્વામીભક્ત છે;

જગદેવ:

આજ્ઞા ઘો ક્ષણ હું ભેટું, કુટુમ્બ અનુરક્તને.

વીરમતી કને આવી, વાત સર્વ કહી દીધી;
" નાથ ! ધન્ય ઘડી આવી: " બોલી વીરાંગના સતી.

વીરમતી:

વસંતતિલકા: આજે સુવર્ણ દિન પ્રીતમ ! માનું સાચે,
દીપાવ્યું નાથ ! પરમારનું કુલ આજે;
વ્હાલા કહો જલવિના મીન જીવશે કે ?
છાયા વિછૂટી કદિ દેહથકી થશે કે ?

સૌભાગ્યનાથ ! તમવિણ જીવી કરું શું ?
સાથે વસી સુરપુરે પ્રિય ! લ્હાવ લેશું;
ઓ નેત્રજ્યોતિ ! વિનતી ઉરમાં ઊતારો;
શ્રીહસ્તથી હણી મ્હને સુખથી સિધાવો.

અનુષ્ટુપ્: ગૂંથીને ફૂલમાલા હું, પે'રાવું પુણ્યધામમાં—"

જગદેવ:

ના ના એમ નહિ મીઠી ! ઝૂરશે શું ન બાલુડાં ?

વીરમતી:

ભલે, બાલ હણો પ્હેલાં, ચિન્તા ના ચિત્તમાં રહે;
સિધાવો દેવીની પાસે, સાચવો સેવ્ય-ધર્મને.

જગદેવ:

વસંતતિલકા: રે રે ! કુમાશ ફૂલની ઘડીમાં વિદારું ?
ના હાથ આ ઊપડતો; પ્રિય બાલ ચારુ;
ક્ષત્રિય નિર્બલ થઇ ક્યમ પાપ વ્હોરે ?
વીરાંગના ! ઉરની કાં દ્રઢતા મૂકાવે ?

વીરમતી:

અનુષ્ટુપ્: સૂઝે છે હૃદયે સ્વામી ! વિજ્ઞપ્તિ દેવીને કરો:
વધુ આયુષ્ય આપો તો, ચારેના પ્રાણ સંહરો.
સુભાગી યે અમે થાશું, કરીશું લૂણ સાર્થક—

જગદેવ:

વધુ આયુષ અર્પે તો, ચારેનાં ધન્ય જીવન !

દેવીઓ: ( દેવીને )

વસંતતિલકા: આપું હું ચાર જીવનાં બલિદાન દેવી !
તો અર્પશો જીવન કેટલું સુરદેવી ?

દેવીઓ: –

ઓ વીર ! નક્કી અડતાલીસ વર્ષ પામે:
ત્હારાસમો નવ દીઠો અવનિતલે મ્હેં !

દેવીઓ: ( વીરમતીને )

અનુષ્ટુપ્: એ છે સેવક સ્વામીનો, તો સટે શિર દે ભલે;
રૂપસુન્દર ભોળી તું, પુત્રોને લઇ કાં મરે !

વીરમતી:

વસંતતિલકા: દેવી ! અનાથિની બની, જીવીને કરું શું ?
હોમાવી દેહ સતીધર્મ બજાવું ના હું ?
એ ગુર્જરાધિપતિ રાજપિતા અમારો;
તે કારણે કયમ સમર્પું ન દેહ મ્હારો ?

અનુષ્ટુપ્: ક્ષણભંગુર આ કાયા, બિલ્લોરી કાચના સમી;
કાળનો કોળિયો થાતી, રહેશે નવ સાચવી !

યોગ જો ઇશ્વરે દીધો, તો કાં લ્હાવ લઉં નહીં ?
લૂણ રાજાજીનું આજે, કાં હલાલ કરું નહીં ?

**દેવીઓ:** ( મ્હોટા કુમારને )

વસંતતિલકા: ખીલી રહ્યો ફૂલ ગુલાબસરીખડો તું,
ના દાંતથી દૂધ સૂક્યું સુકુમાર બાપુ !
લ્હાવો હજી નવ લીધો વય છેક ન્હાની;
વિખ્યાત થાવું રહ્યું છે હજી વીરતાથી—

**મ્હોટો કુમાર:**

સોરઠા: ભલે હોઉં હું બાલ, ક્ષત્રિયવટ શું છે જૂદી ?
કરવું લૂણહલાલ, ધર્મધુરંધર રાજનું !

**દેવીઓ:**

અનુષ્ટુપ્: રાજી છો તો ભલે સાજે, આપોને બલિ સત્વર;
પ્હેલી આહૂતિમાં આપો, કેળ શો મૃદુ બાલક.

**મ્હોટો કુમાર:**

સ્વીકારોને પિતા માતા ! પ્રણિપાત હું બાલનો;
પુષ્પમાલાસમો માનું, તાત ! ઘા કરવાલનો.

દ્રુતવિલંબિત: સુભટ વીર ડગ્યો ન ઉરે જરી,
વીજળીશી અહ ! ખડ્ગ ઝગી રહી:
મુખથી ' અમ્બ ' ધ્વનિ ગજવી રહે
મૃદુ સુકોમલનું શિર છેદતો.

અનુષ્ટુપ્: બાલ એ વર્ષનો ન્હાનો, ધરે છે માત વત્સલ;

**વીરમતી:**

સોરઠો: સ્વામી ! સેવા બજાવોને, બીજું આ ધર્યું બાલક:—
ઝગઝગતું ત્યાં ખડ્ગ ઊગામે જગદેવ જ્યાં,

**દેવીઓ:**

સબૂર, હાં હાં વત્સ ! દીપાવ્યું દૂધ વીર ! તેં;

વર્ષો અડતાલીસ, ઊમેરશું સિદ્ધરાજનાં;
અમી છાંટીને વીર ! કરૂં સજીવન બાલને.

ઇન્દ્રવિજય: બંને કરે વન્દન દેવીઓને,
લીધી અનુજ્ઞા સદને જવાને;
અંગુલીએ બે સુત લેઇ ચાલ્યા;
ને રાજ મ્હેલે નૃપતિ પધાર્યા.

અનુષ્ટુપ્: સિંહાસને વિરાજ્યા છે, ગરવા ગુર્જરેશ્વર;

**સિદ્ધરાજ:**

સામંતો ! શું બન્યું રાતે, કહો વાત સવિસ્તર.

વસંતતિલકા: કોઇ કહે રડતી'તી દુ:ખી ડોશી ત્યાંહીં,
કો કે' ઝૂલાવી સુત ગાતી'તી કોઇ બાઇ;

**સિદ્ધરાજ:**

પરમાર શૂરવીર ! કો' તંહિ શું બન્યું'તું ?

જગદેવ:

રાજાધિરાજ ! કંઇ ત્યાંહિ નવીન ન્હોતું.

સિદ્ધરાજ:

ઓ ધીરવીર ! સહુ મ્હેં નજરે નિહાળ્યું,
આ ત્હારૂં ઋણ કઇ પેર સુધીર ! વાળું ?
રે ધિ:ક ધિ:ક સહુ લૂણહરામી આ છે;
ત્હેં સ્વામીભક્ત ! કર્યું સાર્થક લૂણ આજે. "

અનુષ્ટુપ્:

અક્ષરદેહ રહે આહીં, સ્થૂલદેહ જતો ભલે;
નવખંડ પછી એ'નો કીર્તિદીપક શો ઝલે !



## ૧૬

## નવરોઝ.

અનુષ્ટુપ્: રણવાસે પૂરાયેલાં, પંખીડાં છૂટથી ભમે;
મેના પિંજરની આજે, ગેલતી મોજમાં રમે.

વસંતતિલકા: સમ્રાટ દિલ્લીપતિ શો દરમાસ રાજ્યે,
દરબાર કૈં પુરૂષનો ભરતો સુહાસ્યે;
ને શાહી બેગમ ભરે નવરોઝ મેળો,
સૌન્દર્યનો સમૂહ તે દિન થાય ભેળો.

સામન્ત–મન્ડલ લઇ સહચારિણીને,
આવે તહીં અચૂક હર્ષ હૃદે ધરીને;
સંચાર તો પુરૂષ–પંખીતણો ન થાયે,
નોરોઝના રમણીરાજ્યમહીં જરા યે.

ઇન્દ્રવિજયઃ

સરખી સખિ સાથ સ્મિતે મીઠી ગુંજ,
અહો ! ધીમી સુગ્ધ રસીલી કરેછે;
રસિકા રસઘેલી થતી વળી કો,
પતિવાત કંઇ હરખાતી સ્મરેછે;

શણગાર સજી લલના મધુરી,
મદઘેલડી ડોલતી ત્યાંહીં ફરેછે.
રૂપગર્વિત ચિત્ત ફૂલે વળી કો,
હું-સમાન ન કો અવનિ ઉપરે છે.

વળી ધીરગભીર બની પ્રમદા,
બહુ ઠાવકીને શરમાતી ફરેછે;
શુચિ શીયલ જ્યોતથકી વળી કો,
ઝળકી સહુનાં દિલ મ્હોત કરેછે;

રૂપસાગર શો ઉલટ્યો તહીં જો !
કંઇ લાવણ્યની ભરતી જ દીસેછે:
ઘડી થંભી વિચાર થતો, શું ખરે !
સુરમન્ડલ આવી અહીં ઊતર્યું છે ?

વસંતતિલકાઃ

વ્હેપારીઓ થઇ બધાં નિજ હાટ માંડે,
મ્હોં-માગ્યું મૂલ દઇને વળી કો ખરીદે;
સંતાઇને ચકથકી નૃપ એ નિહાળે;
જાણે બિચારૂં મૃગલું પડ્યું કોક જાળે !

અનુષ્ટુપ્ઃ

જોયા સૌન્દર્યના રંગો, આવ્યું ત્યાં વાસના-પૂર !
શાહની સ્વસ્થતા ચાલી, ચિત્તની ક્ષણભંગુર.

ઇન્દ્રવજ્રા:
મેવાડના રાજવીની કુમારી,
જે છે વિકાનેર–નરેન્દ્ર–રાણી;
એ લાલબા શીલભરી સુહાગી;
નિહાળી મોહ્યો રૂપનો શિકારી.

શાર્ખરિણી:
વિખેરાયો મેળો, લજ્જિત લલના બ્હાર નિસરી,
અચિન્તી રોકીને, અકબર કહે "શોભ રમણી !
અહોહો ! તન્વાંગી પ્રણયરસીલી સ્મિતવદની !
મ્હને ભાસે આજે, ગગનથકી શું દેવી ઊતરી !

અનુષ્ટુપ્:
પીપાસુ રૂપનો હું છું, યાચના એટલી કરૂં:
ચતુરા ! ચક્રવર્તીનો, એ મનોરથ પૂર તું–"

વસંતતિલકા:
આંખોથકી ઘડીક ત્યાં તનખા ઝરાવી–
બોલી "પિતા ! ઠીક પ્રજા પ્રતિપાલ છો જી !
હું રંક પુત્રીપર બાપની આ કુદૃષ્ટિ ?
તો કાં રસાતલ અરે ! નવ જાતી પૃથ્વી ?"

ઇન્દ્રવજ્રા:
કામૂક કે' "પ્રેમતણી પ્રતિમા !
રે સુન્દરી ! આજ હઠીલી થા માં;
શું જોર ચાલે અબલા ત્હમારૂં;
માને નહિં તો કરૂં ધાર્યું મ્હારૂં–"

અનુષ્ટુપ્:
ધૂરકી સિંહિણી જેવી, કટારી કર ખેંચતી:–
"પરહસ્તે કદિ દીઠી કહે કો જીવતી સતી ?

છંછેડાઇ સતી ભારે; ઝેરીલી નાગણી સમી;
તિરસ્કારતણા ભાલા, નેત્રથી વરસાવતી.

વસંતતિલકા:

" રાજાધિરાજ ! નવ રાજનીતિ પ્રમાણો ?
શેં રાંક રૈયત પ્રજાસરખી ન જાણો ?
રાજા ગણાય નીતિ–ધર્મતણી પ્રતિમા.
–તો કાં કટારીથકી પ્રાણ લઉં ત્હમારા ? "

અનુષ્ટુપ્:

ગાજતું'તું શિરે મૃત્યુ વળી થાય ફજેતી તો ?–
ચક્રવર્તી ધ્રૂજી બોલ્યો, " તું છું ધર્મની બ્હેન હો !

વસંતતિલકા:

ત્હેં વીરકેરું દૂધ બ્હેન ! ખરું દીપાવ્યું,
તેજીલું કો નવ દીઠું બીજું રત્ન આવું;
દે માફ, ઓ પતિપરાયણ ! ભૂલી જા તું ! "
' માફી ' સુણી વદી પછી સતી લાલબા શું:—

" રાજેન્દ્ર ! લ્યો શપથ–કો દિ કરું ન આવું,
માતાભગિનીસમ સુન્દરી સૌ પ્રમાણું;
મેળો હવેથી નવરોઝતણો ભરું ના–
તો ચક્રવર્તી ! બસ માફ સહુ જ ગુન્હા. "

અનુષ્ટુપ્:

શરમની શ્યામ શાહી તો, ઢળી છે શાહને મુખે;
લાલબા યે ગઇ ત્યાંથી, નવરોઝે બંધ છે હવે.

અંજાઇ વૈભવે ના એ, સાચવ્યું શીલ શૌર્યથી;
રાજ–સત્તાકને માથું, નમાવ્યું લાલબા સતી !

———

૧૭

# કૃષ્ણાકુમારી.

---

અનુષ્ટુપ: સ્નેહ શું ? સુખ શું ? એ'વું, જીવી જેણે દીઠું નથી;
હોમાઇ દેશકાજે જે, એ'વી છે કોણ એ સતી ?

વસંતતિલકા: કૃષ્ણાકુમારી કલિ પુષ્પસરિખી સોહે,
મેવાડરત્ન નિરખી વીર ચિત્ત મોહે;
સૌન્દર્યવન્તી દીપતી જયમ હેમ–વલ્લી
કો સોળ-વર્ષતણી નૌતમ એ રસીલી !

અનુષ્ટુપ્: જોધપુરપતિ સાથે, બાલાનું લગ્ન ધારિયું;
ક્રૂર કાળે ગ્રહ્યો ત્હેને, વિધિએ વિઘ્ન નાંખિયું.

તોટક: જયપુરનરેન્દ્ર ગુણજ્ઞ બહુ,
રૂપસુન્દર આ તનયા હું દઉં,
શુભ લગનતણી તિથિ નક્કી કરી:
—ન ગમી વિધિને પણ ગોઠવણી !

અનુષ્ટુપ્: જોધપુરતણા રાજા, અભિમાનથી કા'વતા;
'વરું કૃષ્ણાકુમારીને, મ્હારો છે અધિકાર આ.'
કરી ચઢાઇ બન્નેએ, મૂંઝાયો **ભી**મસિંહ ત્યાં;
સુઝાડ્યું એક સ્નેહીએ, હણોને એ કુમારિકા.

તોટક: ઝટ ખડ્ગ લઇ ચળકન્ત કરે,
કુંવરીસદને જઇ દુષ્ટ ઠરે;
ફૂલ–સેજમહીં સૂતી ચંદ્રમુખી;
વિધિએ શ્રમથી ઘડી મૂર્તિ કશી !

નવયૌવન અંગ વિકાસી રહ્યું,
ફૂલડું મીઠી નિન્દ્રમંહિ ડૂબતું;
વ્રતધારિણી દૈવીવિભૂતિ ઝગી,
સર્યું ખડ્ગ, ગયો ગૃહ, ચિત્ત ડગી !

અનુષ્ટુપ્: **તાતે રચી બીજી** બાજી, 'કરાવું વિષપાન હું;
**રક્ષવા રાજ્ય–આબાદી**, કન્યકા ના વિદારું શું ?
અશ્રુ અનુચરે સાર્યાં, વિષપ્યાલું દઇ કરે;
ભાળી કલ્પાંત માતાનું, કુમારી હર્ષથી કહેઃ—

ઇન્દ્રવજ્રા: "માડી ! તું નેત્રે કયમ અશ્રુ સારે ?
આજે સુખી જીવન પૂર્ણ થાયે !
પીડે જગે આધિઉપાધિ ભારે
જાઉં ન કાં સત્વર દિવ્ય દ્વારે ?

અનુષ્ટુપ્: જીવું તો રાજ્યને હાનિ, મરું તો સુખ શાન્તિ છેઃ
તો કાં ના વધાવું હું મૃત્યુના પુણ્ય–પંથને ?

સોરઠો: 'હર હર' જપતી નામ, કરી ગઇ વિષપાન એ;
સર્યું ન ત્હોયે કામ, તાતે જામ બીજો ધર્યો !

શિખરિણી: કર્યું ખાલી પ્યાલું, પણ અસર ત્હેની નવ થઇ,
ત્રીજું પ્યાલું પીને, સ્મિતભરી ધીમે એ ઢળી પડી !
ગઇ માતાની એ, અમીઝરણી આંખો મીંચી ગઇ !
અરેરે ! પૃથ્વીમાં, પુરૂષ–ઉરમાં લાગણી નથી ?

ઇન્દ્રવજ્રા: કૃષ્ણાકુમારી કમનીય કેવી,
શું ઊતરી સુરપુરેથી દેવી !
સૌન્દર્યવન્તી બ્રહ્મચારિણીને
દંષ્ટ્રા કરાલે હણી ઘા કરીને.

અનુષ્ટુપ્: સ્થૂલ રૂપ વિલાયું હા ! ત્હો યે એ જીવતી જગે;
કીર્તિકોટતણો આજે, ઝગે દીપક કેટલે !

---

## ૧૮

## માન-ભંગ.



શાર્દૂલવિક્રીડિત: અંગૂલી અધરે અરાડી અધીરી વ્હીલી અટારી ખડી,
જોતી વાટડી રત્નસિંહ પિયુની: જાણે પ્રતિમા જડી !
આવે અશ્વ કૂદાવતો વીર તહીં, ઉલ્લાસ ઊરે ભરે;
મુગ્ધા દૂર થકી ઘડીક નિરખે, વ્યાકુલતા ઊભરે.

ચન્દ્રમુખી:

અનુષ્ટુપ્: પાથર્યાં પ્રેમપુષ્પોને, પધારો પ્રાણવલ્લભ !
નાચતાં નેત્ર કિન્તુ કયાં ? અચિન્તી ગ્લાનિ કાં મુખ ?

રત્નસિંહ:

સોરઠો: રાજસિંહ દરબાર, આવી કુંકુમપત્રિકા:
'આવોને શિરતાજ, વસંતપંચમીનો વિવા'—
જો ચૂકો મહારાજ, દિલ્લીનાથ લૂંટી જશે-
રૂપનગરની લાજ, રાખો મેવાડા ધણી !

અનુષ્ટુપ્: **બાપ્પા**નો વંશ એ શૂરો, **રાજસિંહ** સિસોદિયો;
ઊકળ્યું લોહી ને ગાજ્યો, છો આવે દિલ્લી–રાજિઓ.

સોરઠો: કહયું, ' **ચં**દાવત ! જાવ, રાજમાર્ગ રોકી રહો;
ના ફાવે રિપુદાવ ' લૂણહલાલી હું કરૂં !

વસંતતિલકા: જાઉં સલૂણી ! પણ સાચવી શીલ રે'જે,
રે રે ! વધુ વંદુ શું સુન્દરી ! તું કહે ને ?
જોઇ રહું મીટભરી નવયૌવનાને;
ગ્લાનિ છવાય, કયમ ત્યાગું મનોરમાને ?

મુગ્ધા રસીલી ! તુજને નવછોડી જાઉં ?
ક્ષત્રિયધર્મ ત્યજી નિર્બલ શેં ગણાઉં ?
રે ! લગનને પણ નથી દિન બે ય વીત્યા;
જોને કરેથી નવ કંકણદોર છૂટયા.

## ચન્દ્રમુખી:

નિશ્ચિંત રો' જીવન ! હું સતીધર્મ જાણું,
જૈ વીરધર્મ બજવો, ઘડી ધન્ય માનું;
રોળી રિપુ ઘૂમી રહો રણરંગમાંહે;
છો દેહ જાય, પ્રિય ! કીર્તિ અખંડ કાજે !

## રત્નસિંહ:

શાર્દૂલવિક્રીડિત: તન્વાંગી ! નવ પ્રાણની ય પરવા રાખું રણે આજ હું,
સંભાળો સતીધર્મ શુદ્ધ રહીને, આવું કરી કાજ હું;

### ચન્દ્રમુખી:

શંકાને કયમ સ્થાન દ્યો હૃદયમાં ? પિયુ મૂઝાઉં બહુ;
જે કુલે સતી સોનરાણી પ્રકટી, ત્હેને લજાવીશ શું ?

જન્મી ત્યારથી નિજધર્મ રહમજે, ક્ષત્રિયની બાલકી;
ચિન્તા લેશ ધરો ન પ્રીતમ ! વળો યુદ્ધે જ નિઃશંકથી;
જો શંકા-કીટ કોતરે હૃદયને તો આવું છું સાથ હું;
ઝીલું હર્ષથી કાં ન ઘાવ અરિના, પાસે રહી નાથ! હું ?"

### રત્નસિંહ:

અનુષ્ટુપ્:

ના ના કામ નથી ત્હારૂં, તું સુકોમલ વેલડી;
સ્હેવાશે કષ્ટ ના તુંથી, રણવાસે રહે સખિ !

વગોવે રણધીરો સૌ, ગણાઉં છેક નિર્બલ:
રણવાટે સિધાવું છું, પાળજે તું શુચિવ્રત–

તોટક:

સજી કેસરિયાં નિકળ્યો વીરલો,
રણમાલ ધરી રણવાટ ગયો;
જઇ દ્વારથી કા'વ્યું ' નીતિથી રહો '
" પતિરાજ ! ઘડી ઘડી શું જ કહો ? "

સોરઠો:

ગડગડિયાં નીશાન, ચળકન્તા ભાલા ધર્યા;
' હરહર ' ધ્વનિ મુખમાંહ્ય, ધિંગડમલ્લ શા ઊછળે !

અશ્વ ધરન્તાં પાય પતિ ખમચ્યો, કા'વ્યું વળી:–
' કરજે શીલ રક્ષાય, ': માન-ભંગ થઇ માનિની.

મન્દાક્રાન્તા: જો ને ભોગી ભ્રમર—મનડું પુષ્પમાંહીં ભમે છે!
શંકા થાતી ઉરમંહિ, રખે વીરનો ધર્મ ચૂકે;
વિદારૂં આ કુસુમદલ તો ધર્મને જાણશે એ;
સન્દેશો આ, કહું છું સજની! તે જરી પાઠવી દેઃ—

સોરઠો: "મ્હારો ધર્મ હમેશ, વળી સંશય જે આપનો;
પાઠવું તે પ્રાણેશ!—સ્નેહથકી સ્વીકારજો!

જૌહરનાં બલિદાન, દેતાં ટેક ચૂકે નહીં:
કરવું પછી નિદાન, નાથ! કર્યું મ્હેં પ્હેલું તે.

ખેલો રણમાં રંગ, હાક વગાડો પૃથ્વીમાં;
પછીથી ફાગ વસન્ત, ખેલીશું સુરપુરમાં—"

અનુષ્ટુપ્: રે રે! ખડ્ગ લઇ હાથે, રૂપાળું શિર છેદિયું;
મ્હાવરી સખિએ ત્યાં તો, હેમથાળ ધરી ઝીલ્યું.

આંસુડાં સારતી ચાલી, ધર્યું એ રત્નસિંહને;
'હાય આ શું'? વદી બ્હીલો, સ્તબ્ધ થૈ કમ્પતો હવે.

વસંતતિલકા: ઉપાડ્યું શીશ, ભીંજવ્યું ખૂબ આંસુડાંથી,
કંઠે સજેલ રણમાલ ગ્રહી ત્વરાથી;
શું રૂંઢમાલ ધરી રુદ્ર ઉભા કરાલ;
કે વિદ્ધ કોઇ વનરાજ ભરન્ત ફાળ?

ઇન્દ્રવજ્રા: સૌદામિની તો સુરધામ ચાલી,
કીર્તિતણો શો ચમકાર નાખી!
ઓ માનિની! લાગણી તીવ્ર કેવી!
અક્ષય્ય અગ્નિસરિખી જ ક્હેવી?

## ૧૯

# બલિદાન.



સોરઠા: કેસરિયાં પરિધાન, સજે શૂરા રણધીર સૌ;
લાગ્યું હૃદયે તાન, મરશું પણ ફરશું નહિં.

હરિગીત: રણઘેલડા બની રજપુતો,
નિર્ભયપણે રણવાટ લે;
ઝળકી રહ્યાં કર શસ્ત્ર ને,
'હર હર' ધ્વનિ મુખથી વદે.

શાર્દૂલવિક્રીડિત: ઓચિંતી અમરેશ્વરી ગગનથી, આવી ઊભી શું અહીં ?
ના ના જો ગજ ઉપરે વીરસતી રાજેશ્વરી દીપતી;
ભાસે ભવ્ય લલાટ ને નયનથી વૈરાગ્નિ કેવો ઝરે !
વેણી નાગણ ફેણશી ઝૂલી રહી જો ! સ્કંધની ઉપરે !

અનુષ્ટુપ: બાલરાજા છૂપાવીને, આવ્યા રાઠોડ તે સ્થળ;
રાજમાતા કને આવી પૂછે, " કાં અધૂરૂં વ્રત ?

## રાજેશ્વરી:

સોરઠો: નિર્દય હા ! સુલતાન, વિષ દીધું પ્રાણેશને;
જંપ્યો ના મસ્તાન, ઘેર્યું ભુવન બાપલા !
ફૂલસમો સુકુમાર, ત્હેને શું રગદોળશે ?
કરતાં ક્રૂર કુમાર, રે ! હૃદયે ચીરા પડ્યા !

તોટક: ક્યમ તેપર વૈર લીધાવિણ હું,
વીર ! 'જૌહર'નાં બલિદાન દઉં ?
અબલાપણું મ્હેં ત્યજી શૂરવીરો !
વીરનું વ્રત આજ ગ્રહ્યું, ન જુઓ ?

ગજઉપર રાળની થેલી ભરી,
વળી ઉદરના પણ ભાગ કરી;
કર્યું બંધન, જો છૂટશે જવ એ;
તવ જીવનજ્યોત વિલીન થશે !

અનુષ્ટુપ: બન્ને સૈન્યો વઢે કેવાં, શસ્ત્રની ઝડીઓ મચી !
રક્તની સરિતા ચાલે, પ્રાણની પરવા નથી.

ભાટચારણ પડકારે, શૂરાને રણગીતથી;
રણને મોખરે ઝૂમે, શૂરી રાજેશ્વરી સતી.

ઈન્દ્રવિજય: મુગલો શિર ધા કરતી ઘૂમતી,
સજી શસ્ત્ર જુઓ ! જસવંતની રાણી,
હણતી પળમાંહ્ય હજાર જનો,
કહો કાયરતું તહીં કામ જ ક્યાંથી ?

શૂરવીર પરે રણ–ચંડીસમી,
અહો શક્તિ–સ્વરૂપિણી શસ્ત્ર ચલાવે !
ગજ ડોલતી રાજતી વીરસતી,
અવની પર આભ જ શું ઊતરાવે ?

મુગલો અથવા દળ દાનવતું,
મહિષાસુરમર્દિની આજ હણેછે !
લડતાં લડતાં પણ દેવીસમી,
દિવ્ય જ્યોતિ–પદે વીર કો પ્રણમેછે !

વળી એક જ ઘાવથી ‘ હાય ’ વદી,
અણમાપ જનો પટકાઇ પડેછે;
ફરતી ફુંદડી ફૂલવેલી સમી,
નિરખી સહુનાં મન મુગ્ધ કરેછે !

અનુષ્ટુપ્: સામંતો રણઘેલા શા, કરે ઘાવ અરિ–ઉરે;
પડ્યું શિર છતાં કેવા, પાંચ સાત પૂરા કરે !

સાત દિન સુધી કેરી, વીરતા દાખવી રણ;
કપાતાં સુભટો દેખી, ઘવાયું માતનું–ઉર.

વસંતતિલકા: સળગાવતી ઝડપથી તંહીં રાળ–ચેલી,
રે ! ભસ્મ થૈ પલકમાં રણરંગયેલી !
ટેકીલી એ રિપુ કરે જરી યે ચઢી ના;
શું સ્વર્ગદેવી પળી શું ફરી સ્વર્ગમાં હા !

જે રૂપમાં રતિસમાન અહો ! જણાતી,
તે શૂરવીરસહ યુદ્ધમહીં ઘૂમન્તી;
કાબૂલમાં પણ રણે પતિ સાથ ઘૂમી;
છે ધન્ય એ'ની જનની વળી માતૃભૂમિ !

તે આજ હા ! ગઇ પિયુતણી પાસ પ્રેમે;
લે દેવમન્ડળ વધાવી ફૂલથી ત્હેને;
કીર્તિતણી દીપક જ્યોત અખંડ રે'શે;
રત્નો સતી ! તું–સરિખાં ઝળકાવ દેશે.

## ૨૦

# જૌહર.

અનુષ્ટુપ્ઃ

રણશિંગાં વગાડન્તા, યુદ્ધમાં સુભટો પળે;
બલિ જૌહરનો દેવા, રૂપ–સુન્દરીઓ મળે.

ઇન્દ્રવજ્રા:

જો ! સેંથલે સિન્દૂર રમ્ય પૂરી,
વીરાંગનાઓ દીપતી મધુરી;
જાણે છબીલી મળી રાસ–રંગે
અગ્નિસમીપે જતી શા ઉમંગે !

સોરઠો:

વદન વિકાસી કાલ, ગળવા ઊભો વિશ્વને:
તેમ ચિતાગ્નિ લાલ, જો ! કેવો ભભૂકી રહ્યો !

મન્દાક્રાન્તા:

જો પ્રાસાદે, દુઃખદ પ્રસર્યું વાદળું શ્યામ આજે !
ને પંખીઓ પણ કકળતાં ઝાળથી સ્તબ્ધ થાયે;
જ્વાલાઓથી કર પ્રસરતો વહ્નિ આલિંગવાને,
રૂડું ભૂંડું નવ સ્હમજતો સર્વ–ભક્ષી જરા યે !

રે ! રે ! કિન્તુ જીભ લળકતો ક્રૂર !–તું કાં ન લાજે ?
જેને કાયા કનકસરિખી સુન્દરીવૃન્દ બાળે:
હાં હાં જાણ્યું: શશીવદનીને ભેટવા ભાન ખોયું:
જે સૌન્દર્યે મુનિવર ચળ્યા–વહ્નિ ! ત્હારૂં ગજું શું ?

વસંતતિલકા: અન્યાય કાં કરૂં ?–હશે દોલ શુદ્ધ સાચે,
ફેલી રહ્યો સતીતણું શીલ રક્ષવાને;
જ્વાલા ધિકાવી ઝટ નિજઉરે સમાવે;
ના દુ:ખ થાય, જઇ દિવ્યપદે વિરામે !

ચન્દ્રવિજય: કલિ ચંપકશી સુકુમાર સખિ
રૂપસુન્દરી કો મનમાંહ્ય મુંઝાતી;
વદતી વળી કો હૃદયા શું ભીડી,
' મળશું સજની ! સુરમન્ડલમાંહીં; '

તહીં વાદ કરે સરખેસરખી,
' કરૂં પ્હેલ, મ્હને નવ રોક સખિ ! તું; '
હસતી રમતી જ્યમ ફૂલદડે,
ત્યમ પદ્મિનીનું દલ વન્હિ સમાયું !

\+ \+ \+ \+

વસંતતિલકા: ઝંકાર ઝાંઝરતણા ન હવે સુણાયે,
કલ્લોલતું સદન હા ! સૂનકાર ભાસે !
તત્ત્વો ભળ્યાં પ્રકૃતિમાં પળમાં: છતાં શું
એ પુણ્ય–રાખમહિં ઊડતી કીર્તિ–રેણુ !

# વિવરણ.

## ( ૧ ) પૂર્વ–સ્મરણ.

કાવ્યનો પ્રસંગ રામાયણમાંથી છે. રાજા દશરથ યુવરાજ હતા ત્યારે શિકારમાં, શ્રવણનો ભૂલથી વધ થઇ જતાં, પુત્ર–વિરહના આઘાતથી શ્રવણનાં માતાપિતાએ ત્હેમને પૂર્વે શાપ આપ્યો હતો, ત્હેનુ સ્મરણ મરણપથારીએ પડેલા રાજા દશરથને થાય છે.

મૃત્યુ–શય્યાએ પોતાની જીંદગીમાં કરેલાં પાપ–પુણ્ય નજર આગળ તરી આવે છે. તે psycological ( અંતઃકરણ શાસ્ત્રનું ) સત્ય આ કાવ્ય આલેખે છે. પાપીને મરણ–પથારીમાં પણ શાન્તિ નથી; એ પાપની પૂરતી શિક્ષા. રાજા દશરથને, એમણે અજાણે કરેલું એકજ ઘોર કૃત્ય પણ ડંખે છે. રાજાઓનો સાધારણ વિનોદ જે મૃગયા તે રાજા દશરથને પોતાના મનની આ વખતની સ્થિતિને લીધે ધિઃકારપાત્ર લાગેછે: તે આ કાવ્યમાં બીજું psycological સત્ય છે.

રાજા દશરથ, શ્રવણ અને એનાં માત–પિતાનાં પાત્રોનું કાવ્યમાં આલેખન ઠીક સચવાયું છે. રાજાને રાઘવની પ્રતિષ્ટા જાળવવાની ઉમેદ છે. શ્રવણનો, પોતાનાં માતા–પિતા પ્રત્યેનો પ્રેમ ઘણીજ કરૂણ તથા સુંદર રીતે આલેખાયો છે. માતપિતાને યાત્રા કરાવવા નીકળેલા શ્રવણને મરતાં મરતાં છેલ્લી ચિન્તા પણ પોતાનાં માત–પિતાનીજ છે. રાજાને તેની છેલ્લી વિનતિ પણ, પોતાનાં માત–પિતાને વહેલાં જલ આપવાની જ છે. બાકી, પોતાના મૃત્યુ સારૂ તો એને દિલગીરી છે જ નહિ:

" ભલે મૃત્યુ થતું મ્હારૂં, કર્મ યોગે સહુ બને:
અંધ માતપિતા કિન્તુ અરેરે ઘોર આ વને ! "

શ્રવણનાં માતપિતાનો પુત્રપ્રેમ તથા પુત્ર–વિરહ પણ ઘણીજ સચોટ ને કરૂણ રીતે તરી આવે છે. પુત્ર ત્હેમનો આશાતન્તુ છે; ત્હેમના મરણ પછી તેઓ. જીવી શકે એમ નથી. રાજાએ તેઓનું સર્વ નાશ કર્યું છે. તો પણ ત્હેને ક્ષમા આપવા જેટલી ત્હેની ઉદારતા છે. 'અજાણ્યા આંધળા ઘાનો રોષ' ન કરવા તેઓની અંતિમ ઇચ્છા છે.

કાવ્યમાં ત્રણ નૈતિક સત્યોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વિશ્વના નિયમોનું ઉલ્લંઘન કરનારને ત્હેનું પ્રાયશ્ચિત કર્યે, અને ત્હેનો દંડ ભોગવ્યે જ છૂટકો છે; પછી તે રંક હો કે રાય: પોતે પિતા તરીકે પૂજનીય ગણેલા રાજા દશરથને પણ પ્રભુએ અપવાદરૂપ ન ગણ્યા; તેથીજ વૃદ્ધ રાજાને પોતે અજાણતાં કરેલા ઘોર કૃત્યની શિક્ષા ભોગવવી પડી; કારણ જગન્નિયંતાનું શાસન છે કે--

'કરો ત્હેવું પામો, જગતપતિનો ન્યાય સવળો<br>
ઠરો ઠારી બીજાં; અવર દુભવો તો દુઃખ રળો.'

આ કાવ્યનો બીજો બોધ તુલસીદાસની નીચેની સાખીનું સ્મરણ કરાવે છે:–

'તુલસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય;<br>
મુવે ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય.'

સંચર્યાં=ગયાં; રાને=વનમાં; મહિષ=પાડો; કદળી=કેળ; કર્મયોગ=પૂર્વ કર્મ પ્રમાણે; હું-પદ=અહંકારપણું; જરઠ=વૃદ્ધ; આશાતન્તુ=શરીર અને પ્રાણને જોડી રાખનાર આશારૂપી તાંતણો; યમાલિંગન=મરણ.

---

## ( ૨ ) ચિત્રદર્શન.

આ કાવ્ય ભવભૂતિના ' ઉત્તરરામચરિત ' ઉપરથી સૂચિત છે. એનો અનુવાદ તો નથીજ. ઘણા ખરા ભાવ પણ એમાંથી જ ઊતારેલા છે. મૂળનો ભાવ ઊતારવામાં ઘણે ભાગે સાફલ્ય મળ્યું છે. વર્ણન કેટલેક ઠેકાણે મોળું પણ થવા પામ્યું છે. છતાં એકંદરે જોતાં ભવભૂતિના મૂળ પ્રસંગનો રસ ઠીક ઠીક જળવાયો લાગે છે.

કાવ્યના અંતમાં સીતાના ત્યાગના પ્રતિપાદન વિષે ભવભૂતિનું દૃષ્ટિ–બિન્દુ જ અહીં પણ સ્વીકારાયું છે. હાલમાં બંગાળાના પ્રખ્યાત નાટ્યકાર દ્વિજેન્દ્રરાયે જૂદું દૃષ્ટિબિન્દુ લીધેલું છે. અહીં એટલું જ કહેવું બસ થશે કે આપણો રાજાનો આદર્શ ઘણોજ ઊંચો હતો. રાઘવ, પ્રાણ જતાં પણ પ્રજાને રાજી જ રાખે.

અહીં પ્રશ્ન ઊભો થાય છે કે રામનો પતિ તરીકેનો આદર્શ ઘણો નિર્બલ થઇ જાય છે. ' सोऽहं सोऽहं सती रटे साऽहं साऽहं कंथ '–એ પતિપત્નિના આધ્યાત્મિક ઐક્યનો આદર્શ, વીસમી સદીમાં સ્ત્રીસ્વાતંત્ર્યનો ઝૂંડો ઊડાવનારને ખામીભરેલો લાગશે; અને સીતાને અન્યાય થયાનો પોકાર કેટલા કરશે. પણ રામને મન, પતિપત્નિનું વ્યક્તિત્વ જૂદું નહોતું. પોતે રાજા તરીકે પ્રજાને સારૂ ગમે તે દુઃખ સહન કરે તો પોતાની અર્ધાંગના પણ તેમ કરવાને તૈયાર હોય જ એમ એ માનતા.

આલેખ્યું–ચીતર્યું; પ્રસ્થાન–પ્રયાણ; મૂર્તિમન્ત વિશુદ્ધિશાં–નિર્મળતાનો જાણે અવતાર હોય એવાં. વાગ્બાણ–વાયકારૂપી બાણ; સૌરભમયું–સુગંધીવાળું; દશાનન–દશ માથાંવાળો રાવણ; માનીના–અહંકારી પુરૂષના; ગાધિસુત–ગાધિરાજાના પુત્ર વિશ્વામિત્ર; કમનીય–સુન્દર; ભાર્ગવદેવ–પરશુરામ; અમી–અમૃત; સૌદામિની–વીજળી. કુન્તલ–વાળ; જાન્હવી–જન્હુ ઋષિની જાંગમાંથી નીકળેલાં ગંગા; કલિન્દી–કાળાં

પાણીવાળી યમુના નદી; સુતન્વિ–નાજુક અંગવાળી, સુન્દર; સલિલ–પાણી; વિજન–માણસ વગરનું; દોહદ–ગર્ભવન્તી સ્ત્રીઓને થતી ઇચ્છા; અનુચર–નોકર.

---

## ( ૩ ) વિજયાદશમી.

કાવ્યનો પ્રસંગ કવિવર કાલિદાસે 'રઘુવંશ' માં વર્ણવેલો હોવાથી પરિચિત છે. પહેલાંના રાજાઓની સમૃદ્ધિ, ત્હેમની ધર્મનિષ્ઠા તથા બ્રાહ્મણોનો સત્કાર ત્હેમનું રક્ષણ, અને ત્હેમને દાન આપવાની તીવ્ર ઇચ્છા તથા શિષ્યનો ગુરૂ પ્રત્યેનો પ્રેમ અને સેવાવૃત્તિ–એ બધું એકસામટું સૂત્રરૂપે આલેખતું આ કાવ્ય આપણા પ્રાચીન ગૌરવની અને ધર્મ-રાજ્યથી ઝાંખી કરાવે છે. રઘુવંશમાં આપેલા વૃત્તાંતથી અપરિચિત એવા કેટલાકને વિજયાદશમીને દિવસે શમિપૂજનની ઉત્પત્તિ દર્શાવતું આ કાવ્ય રસભર્યું નિવડશે. આર્યોના ઉત્સવોની ઉત્પત્તિનો ઇતિહાસ ઘણો રસિક છે; જાણી લેવા જેવો છે.

સુપર્ણ=સારૂં પાદડું; મેદની=ટોળું; સુપર્વ=ટાણું; વનરાજિ=ઝાડની ઘટા; બટુક=વામન; કૌપિન=લંગોટી; કુશાગ્ર=તીવ્ર; શચિપતિ=ઇન્દ્ર; પ્રણિપાત=પ્રણામ; નિષ્કિંચનત્વ=ધનરહિતપણું–ગરીબી; તડિત વેગ–વીજળીની ઝડપવાળા, ભાખી=બોલીને; પ્રોક્ષણ–છાંટવાની ક્રિયા; કામદુધા=કામધેનુ ગાય.

---

## (૪–૫) ગર્વ ખંડન.

'રહ્યો ગર્વ કદિ કો'નો અખંડ અવની પરે ?' એ એકજ સત્ય બે દ્રષ્ટાંતોથી પ્રતિપાદન કરેલું છે. પણ એ બે કાવ્યોના વસ્તુના નિરૂપણમાં સૂક્ષ્મ ભેદ રહેલો છે. પહેલા કાવ્યમાં, રૌદ્રરસ પ્રધાન છે. ત્હેમાં ભીમનો રૌદ્રરસ પૂર્ણ રીતે પ્રકાશે છે. બીજા કાવ્યમાં કરૂણરસ પ્રધાન છે. લક્ષ્મણની મૂર્છાને લીધે રામના વિલાપમાં, શરથી વિંધાયા પછી લક્ષ્મણના પ્રાણની હનુમાનની ચિન્તામાં અને ભરતના, પોતે આવા અશુભ કાર્યના કારણભૂત થવાથી ઊપજતા પોતાના ઉપરના ધિક્કારમાં કરૂણરસ પોષાયો છે.

આવી રીતે પહેલામાં, પહેલેથી તે અન્ત સુધી રૌદ્રરસ, અને બીજામાં કરૂણરસ સારી રીતે જળવાયો છે; અને એથીજ બે કાવ્યમાં પોષાતી ભિન્ન રસવૃત્તિને લીધે વાંચતાં રસભંગ થતો નથી; પરંતુ ઉલટું વર્ણનમાં વૈવિધ્ય આવી શક્યું છે.

(૪)

પરિમલ=સુગંધ; અરવિન્દ–પુંજ=કમળનો ઢગલો; સૌરભ=સુગંધ; નિકુંજ=બાગ; નીલકંઠ=લીલો કંઠ છે જહેનો તે–શિવ; સાગરમન્થન વખતે નીકળેલું હળાહળ વિષ શિવજીએ પી જઇ, કંઠ આગળ સ્થાપી રાખ્યાથી એમનો કંઠ લીલો થઇ ગયો. તેથી એમને નીલકંઠ નામ અપાયું છે; શતયોજન=સો ગાઉ; દુષ્કર=અઘરૂં; કાલવન્હિ સમ=જગતને બાળી નાખનાર દાવાનળ; મરુતસુત=હનુમાન; અભિધાન=નામ; બજરંગી=હનુમાન; વજ્રનાં અંગવાળો; હનુમાનનું જમણું અંગ વજ્રનું હતું.

(૫)

દારૂણ=ભયંકર; સૌમિત્ર=સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ; શૂન્યચેતન=મૂર્છિત; સુધીર=હીંમતવાન; કેસરીસમ=સિંહના પેઠે; સ્કંધ=ખભો; દશમુખ=દશ મોઢાંવાળો રાવણ; અંજની સુત=અંજનીનો પુત્ર હનુમાન.

---

# ( ૬ ) ગિરનારનો યોગી.

કાવ્યનો પ્રસંગ મહાભારતમાંથી છે. કૃષ્ણની ' કપટી કલા ' આલેખતા આ કાવ્યમાં, કાવ્યને યોગ્યજ એવો આછો હાસ્યરસ, અર્જુનની સુભદ્રાને જોઇને થતી મુંઝવણમાં તથા લલાટના વિધિ લેખ ન ફરવાના બોધથી કૃષ્ણે અર્જુનસુભદ્રાનો મેળાપ કરાવવામાં, ઠીક પ્રકાશે છે. કાવ્યમાં ' કારમા અજબ યોગી ' અને ' હૃદયે વસેલા ' પાર્થને પીરસવા આવેલી ' કોડીલી કૃષ્ણ ભગિની'નાં ટૂંકાં વર્ણનો પણ ધ્યાન ખેંચે છે. આ કાવ્યનું બીજું નામ ' સુભદ્રાહરણ ' હોઇ શકે.

લોક થોક=લોકોનાં ટોળાં; કૌપીન=લંગોટી; યોગેષણા=યોગની ઇચ્છા; અવધૂત=યોગી; પ્રાંગણ=આંગણે; પાર્થ=પૃથાનો પુત્ર અર્જુન; ક્ષીર=ખીર; લવણ=મીઠું.

---

# ( ૭ ) પાંચાલીના જીવન–પ્રસંગો.

પાંચાલીના જીવનના ત્રણ પ્રસંગો આલેખતું આ કાવ્ય ' પાતિવ્રત્ય-તણો જ્યોતિ ' એવી કૃષ્ણા સતીત્વની ને ગૌરવની ઝાંખી કરાવે છે પહેલા અને છેલ્લા પ્રસંગમાં સતીના શાપનો ભોગ થઇ પડેલા દુઃશાસન તથા મોહાંધ કીચકના પ્રસંગો વર્ણવેલા છે. ત્રીજામાં વર્ણવેલા દુર્વાસા ઋષિના સંકટમાંથી પણ એ સતીનું ગૌરવ જ પાંડવોને બચાવે છે. સતીના ગુણગાન સાથે પહેલા બે પ્રસંગોમાં કૃષ્ણ અને કૃષ્ણાના અવિરલ પ્રેમનું તથા ત્રીજામાં ભીમના શૌર્યનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

છેવટે ત્રણે પ્રસંગો ઉપરથી,

' શાપ વૃથા સતીનો નવ થાય,
રહે કદિ અગ્નિ વને ઘંઘવાઇ ?'

તથા ' ઝળકી રહ્યું કુન્દન શૂરપણાનું ' એ બે બોધ તારવી કાઢવામાં આવ્યા છે.

**પાં**ચાલી=પાંચાલ દેશના દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદી. દિવ્યાંગના=દૈવી સ્ત્રી; તુલા=ત્રાજવું; પ્રતિબિમ્બ=પડછાંયો; આર્તસાદ-કરૂણ સ્વર; ઋણી=દેવાદાર; વારણાં=ઓવારણાં; ઉછંગ=ખોળો; વિદારશે=ચીરી નાંખશે; મધ્યાન્હ=બપોર; સુલભકોપી=તરત ક્રોધી થઇ જાય એવા; વિપદ્=દુઃખ; અણછતા=સંતાયલા; વિમાસ્યું=વિચાર્યું; અવધ=હદ; કુન્દન=સોનું; શીલ–બખ્તર=શાયલરૂપી બખ્તર.

---

## ( ૯ ) હૈયાનું ઝરણ.

આ કાવ્યમાં પણ **પાં**ચાલીના હૃદયની ઉદાત્તતા વ્યંગ્ય છે. પહેલા કાવ્યમાં આવતા પ્રસંગોમાં દ્રૌપદીનું સતીત્વ પ્રકાશે છે. જ્યારે આ કાવ્યમાં પોતાનાં ' કુમળાં કુસુમોને ' કચડી નાખનાર હત્યારાને પણ દયા બતાવી,

' હણો ના એની તો જનની મમ પેરે કકળશે '

એવું કહેતી દ્રૌપદીના હૃદયની વિશાળતા તથા આર્દ્રતાની પિછાન કરાવવામાં આવી છે. આ બન્ને કાવ્યોમાં આવેલા **પાં**ચાલીના જીવનના ચારે પ્રસંગોમાંથી દ્રૌપદીનું આર્યોના મનમાં રમી રહેલા એના ઉચ્ચ આદર્શને છાજતુંજ ચિત્ર વાંચક સમક્ષ રજુ થાય છે. ' સ્વરૂપમાં રતિ ' સમાન કૃષ્ણાને કૃષ્ણ સારૂ અવિરલ પ્રેમ છે. ' શીલ–બખતર ધારણ કરનાર એ ' **પાં**ડવોની વીરનારીને ' મન પોતાના પતિથી છૂટા રહેવું એ દેહથી છાયને વિખૂટી કરવા બરોબર છે. પોતાના સતીત્વનું અપમાન કરનાર દુર્યોધનને એ ' માનભંગ વીરાંગના ' શાપજ આપે છે. દુર્વાસા ઋષિનું સન્માન કરવાને

એ 'દિવ્યાંગના' ઘણી આતુર છે. : પાતિવ્રત્યતણી જ્યોતિ' મોહાંધ કીચકની વિષયવાસનાને લાત મારી, કીચકને પૂરતી શિક્ષા કરે છે. આ ઉપરાંત દુર્યોધન સ્હામે ભયંકર પ્રતિજ્ઞા કરનારી અને કીચકનો અંત આણનારી એ પાંડવોની પદ્મિનીના હૃદયની ઉદારતાને અને કોમળતાને તો હદજ નથી. પુત્રવિરહથી પીડાતી એ માતા, વૈરાગ્નિમાં ગરકાવ થઇ જતાં, એનાં 'મૃદુ બાલુડાં' ને હણનાર હત્યારાની માતા પણ પોતાની માફક પુત્રવિરહથી ના પીડાય એજ વિચારથી એને ક્ષમા આપે છે. આ કાવ્યનો બોધ છેલ્લા બે અનુષ્ટુપમાં છે—જે ખાસ ધ્યાન ખેંચે એવા છે.

અશ્રુજલ—અંજલી=આંસુનાં પાણીરૂપી અંજલી—શિબિર=તંબુ; નૃશંસ=હલકો, દયાહીન; કૂડો=ખરાબ; દ્રોણ પુત્ર=અશ્વત્થામા; આશા=જ્યોતિ=આશા રૂપી તેજ.

---

## (૯) જયદ્રથ—વધ.

કાવ્યના પહેલા ભાગમાં કરૂણ રસની જમાવટ કરી છે. અર્જુન, ભીમ, સુભદ્રા, દ્રૌપદી ને ઉત્તરા એ પાંચેજણ અભિમન્યુના મૃત્યુનો વિલાપ કરે છે. પણ અર્જુન તથા ભીમ અને સુભદ્રા, તથા દ્રૌપદી ને ઉત્તરાના વિલાપમાં ઘણો ફેર છે, એ ખાસ નોંધવા જેવું છે. અર્જુન અને ભીમના ઉરમાં અંગારા લાગ્યા છે, વૈરાગ્નિથી એ બળે છે, અને શત્રુને મારીને એ વૈરાગ્નિ બુઝવવા એમનો દૃઢ નિશ્ચય છે.

એમના વિલાપ પણ શૂરવીરને છાજે એવા જ છે. સુભદ્રા, દ્રૌપદી ને ઉત્તરાનાં કલ્પાન્ત કરૂણ છે. સુભદ્રા અને દ્રૌપદી પુત્રવિરહથી, ને ઉત્તરા પતિવિરહથી પીડાય છે. એમનાં રૂદન અભિમન્યુના અવસાનથી પોતાને

પડતી ખોટનાં જ છે. પાછળના ભાગમાં કૃષ્ણની કપટી કલાથી અર્જુને જયદ્રથને મારવાની પ્રતિજ્ઞા પાર પાડી ત્હેનું વર્ણન છે.

આ કાવ્ય-સંગ્રહમાંનાં બે કાવ્યો 'ગિરનારનો યોગી' અને 'જયદ્રથ વધ' કાળા કૃષ્ણની કપટી કલાની સારી ઝાંખી કરાવે છે.

'ગિરનારના યોગી' માં અર્જુનસુભદ્રાનાં લગ્ન ઇચ્છતા કૃષ્ણ પ્રથમ તો યોગીને મળવા જવાની જ્યારે બળરામ ઇચ્છા બતાવે છે ત્યારે 'કપટી કંઇક જગે ભમતા ફરે' એવો ઉપરનો ડૉળ કરે છે. જ્યહારે અર્જુન સુભદ્રાનું હરણ કરે છે, ત્યહારે પણ પોતે બળરામ સાથે સુદર્શન લઇને લઢવા તૈયાર થઇ જાય છે. છેવટે ડાવકું મ્હોડું રાખી 'ભાઇ! લેખ લલાટમાં વિધિ લખે તે કોઇથી શું ફરે ?' એમ બોધ આપી પોતાની ઇચ્છા પાર પાડે છે.

'જયદ્રથ વધમાં' કૃષ્ણ, સૂર્યને પોતાના સુદર્શનથી ઢાંકી દઇ અર્જુનને ચિતામાં પડવાની બધી તૈયારીઓ કરવા દે છે. છેવટે 'શૂરવીર જનો અંત સુધી શસ્ત્ર ન ત્યાગે' એમ કહીને અર્જુનની પાસે શસ્ત્રો પણ રખાવે છે ને જ્યારે જયદ્રથ સંધ્યાકાળ થઇ ગઇ એમ ધારી બહાર આવે છે ત્યારે સુદર્શન ચક્ર ખેંચી લઇ અર્જુનની પ્રતિજ્ઞા પાર ઊતારે છે.

છેવટે ભીમને અણીની વખતે બોલાવી લેનારે અને હાથે કરીને અભિમન્યુના મરણનું કારણ પોતેજ હોનારે સુભદ્રાને ડાવકું મ્હોડું રાખી સાંત્વન આપ્યુ છે.

આ પ્રમાણે

"કપટી કૃષ્ણ કાળાની ન કળે કોઇએ કળા
બાજીગરે રચી બાજી, રમાડે સર્વ પુતળાં."

—એ સત્યનું નિરૂપણ સારી રીતે કરવામાં આવ્યું છે.

નિશ્ચેષ્ટ=મૂર્છિત; પ્રપંચ-આહૂતિ=પ્રપંચનો ભોગ; યુગ્મ=જોડી; કરાલ=ભયંકર; વરઝોળા= ફજેતી; પય=પાણી; ગાન્ડીવ=અર્જુનનું ધનુષ્ય; નેત્રપલ્લવી=આંખનો પલકારો.

## (૧૦) ભીષ્મ સ્તવરાજ.

નૈષ્ઠિક બ્રહ્મચર્યના આદર્શરૂપ ભીષ્મપિતામહના જીવનની આ કાવ્ય પિછાન કરાવે છે. જાહ્નવીનાં એ 'દિલના દરિયાવ' પુત્રે બાલપણમાં જ પોતાના પ્રિય પિતાના સુખને કાજે રાજગાદી જતી કરી; અને જીવનપર્યંત બ્રહ્મચારી રહેવા દૃઢ પ્રતિજ્ઞા કરી અને પાળી. પાન્ડવો પ્રત્યે પોતાની લાગણી હોવા છતાં, કૌરવ એમના સંબંધી હોવાથી કૌરવના પક્ષમાં રહ્યા; અને યુદ્ધમાં પાંડવોને પોતાના રિપુ ગણીને સમરાંગણમાં વીરહાક વગાડી. એમના મૃત્યુના પ્રસંગમાં પણ એમના બ્રહ્મચર્યનું ગૌરવ પૂર્ણ રીતે પ્રકાશે છે. એમના બ્રહ્મચર્ય-વ્રતના પ્રતાપે મૃત્યુ પણ એમને વશ રહ્યું હતું. ઉત્તરાયણનો રવિ થતા સુધી એમણે મૃત્યુને ઠેલ્યું; ને બાણ-શય્યા ઉપર પોતાનો વખત ગુજાર્યો. આખરે મકરસંક્રાંતિને શુભ દિવસે એ બ્રહ્મજ્યોત વિલુપ્ત થૈ.-બાણશય્યા ઉપર રહ્યે રહ્યે કરેલી પ્રાર્થના 'સ્તવરાજ' કહેવાય છે.

પ્રમદા= સ્ત્રી; ધીવર=માછી; અભિલાષ=ઇચ્છા; હરિણી=હરિણી જેવી ચંચળ ને કોમલ કન્યા; માનુષી=પટ્ટરાણી; અવાક્=કંઇ પણ બોલવાને અશક્ત; દરિયાવ=દાનો. સુભીષણ=ભયંકર, ઉગ્ર; નિષ્કામ=સંસાર સુખની ઇચ્છા વગરનો.

---

## (૧૧) સ્વધામ-ગમન.

દુનીઆમાંથી કોઇ મહાન વ્યક્તિ અદૃશ્ય થવાની હોય છે ત્યારે કુદરતમાં થતું પરિવર્તન તથા કારમો ઉત્પાત આ કાવ્ય આલેખે છે. કુદરત કકળી ઉઠી છે. કારણ, દીનતણા પ્રતિપાલ અને 'ગીતામૃતનું' પાન કરાવનાર મધુસૂદન પૃથ્વીનો ભાર ઉતારી પોતાના પુણ્ય ધામમાં સિધાવવાના છે. લીલા સમેટી, આવો અનુપમ જ્યોતિ

પૃથ્વિમાંથી અદૃશ્ય થતો હોવાથી, અશ્વો પણ રૂવે છે, કાગ અને ઘુવડ અપશુકનિયાળ અવાજો કાઢે છે. ઘોર અંધકારમાં ભયંકર વિજળીના ચમકારા થાય છે; ભાનુનો પ્રકાશ નિસ્તેજ થયો છે. વન ને વાટિકા ઉપરથી નૂર અદૃશ્ય થયું છે. ધેનુનું વૃન્દ અશ્રુ સારે છે. કોકિલાએ પોતાનો મીઠો ટહુકો બંધ કર્યો છે; ને આમ્રડાળ સૂની ગઈ છે. મનુષ્યોના સ્વભાવમાં પણ પરિવર્તન થયું છે. અવનિમાં બધું ઊલટુંજ ભાસે છે !

દિન પલટ્યો છે; ઘડી પલટી છે. શેષ નાગને પણ હંફાવનાર માનવ એક પારધિના શરનો ભોગ થઇ પડ્યા. ગાન્ડીવપાણિ અર્જુનનું તેજ હરાયું; અને તે જ ધનુષ્યને તે જ બાણ ધરનાર અર્જુનને કાબાએ લૂંટ્યો. આ પ્રસંગ નીચેની લીટીઓનું સ્મરણ કરાવે છે.

"સમય બડો બલવાન હૈ નહિ પુરૂષ બલવાન;
કાબે અર્જુન લૂંટીઓ, વેહિ ધનુષ વેહિ બાણ."

મેઘ બ્હોણી=વરસાદ વગરની; અનિલલહરી=પવનની લ્હેરો; ધૂમ્ર=ધુમાડો; વૃન્દ=ટોળું; કરાલ=ભયંકર; દુષ્કૃતિ=ખરાબ કામ; વ્યામોહિની=મોહ ઉપજાવનારી; ઉત્ફુલ્લ=પ્રફુલ્લિત; દાહ=અગ્નિ; ચલ=ફરતું; ખાન્ડવ=એ નામનું વન; મઘવા=ઇન્દ્ર; પિપ્પલ=પીપળો; રાજ્ય-ધુરા=રાજ્યની લગામ.

---

## ( ૧૨ ) ધર્મસંકટ.

આ કાવ્યમાં પોતાને શરણે આવેલાને-શરણે આવનાર રંક હો કે રાય, કે ગમે તે ક્ષુલ્લક પ્રાણી હો ત્હેને-પોતાનો પ્રાણ જતાં પણ વાંકો વાળ ન થવા દેવો-એ પ્રાચીન આદર્શ શિબિરાજાના વૃત્તાંતથી આલેખાયો છે. શિબિરાજાની સ્થિતિ તો ઘણી વિચિત્ર છે; કફોડી છે.

એક તરફ શરણે આવેલા હોલાનું રક્ષણ કરવાનો રાજાનો ધર્મ છે: બીજી તરફ, રાજા પાસે બાજ પોતે તથા પોતાનાં છોકરાં ભૂખે ટટળે છે. ત્હેમને સારૂં પોતાના ભક્ષ હોલાને, એને સ્વાધીન કરવાનું કહે છે.

રાજાને આવું ધર્મસંકટ આવી પડયું છે; અને ત્હેનો ખુલાસો-એ પોતાનું માંસ આપીને કરે છે, અને પોતાનું આખું શરીર પણ બાજને અર્પતાં ડગતો નથી.

અડોલ=સ્થિર; શચિપતિ=ઈન્દ્ર; બાજ=એક જાતનું શિકારી પક્ષી; અલિપ્ત=ભેગ વગરનું; શમ, દમ, સત્વનાં તત્વો=સત્વગુણના ધર્મો શાંતિ, દાંતિ ક્ષમા વગેરે છે.

---

## ( ૧૩ ) સાધ્વી રાજુલ.

કાવ્યના પહેલા ભાગમાં પોતાને સારૂ અસંખ્ય પશુઓનું બલિદાન અપાવવાનું હોઇ નેમીનાથને ઉપજેલા વૈરાગ્યનો તથા એમણે જિન પ્રભુની સેવામાં રહેવાની ને પૃથ્વીમાં અહિંસા-મંત્ર શીખવવાની પ્રતિજ્ઞાના પ્રસંગ વર્ણવામાં આવ્યા છે.

પાછળના ભાગમાં રથનેમીના પાત્રમાં મનુષ્યની નૈસર્ગિક નિર્બળતાનું ચિત્ર આલેખવામાં આવ્યું છે. નભમાં આભલાં છવાયાં છે, સંધ્યાનો સમય છે, મયૂર કેકા કરી રહ્યા છે, ઠંડો પવન વાય છે, જૂઇ જાઇ, ચંપો, પારિજાતક અને ગુલાબનાં પુષ્પો ખીલી રહ્યાં છે, ને ઝરમર વરસાદ વરસી રહ્યો છે.

કામોદ્દીપનની સર્વ સામગ્રી તૈયાર છે. એવામાં રથનેમીની નજર નગરમાંથી આવતી માતૃતુલ્ય ભાભી રાજુલ-જેનું અંગ નવયૌવનથી વિકાસી રહ્યું હતું ત્હેના ઉપર પડે છે. રાજુલના એ પૂર્ણ ખીલેલા ગોરા અંગઉપર એનું વસ્ત્ર વરસાદને લીધે ચ્હોંટી ગયું છે.

બિચારો દીયર મહાવ્રતધારી છતાં પણ પોતાની ભાભીના જ રૂપયૌવનથી વિહ્વલ બને છે. કામવાસનાનો સંચાર એના મનમાં થાય છે; અને એનો મનોનિગ્રહ તૂટી પડે છે. બિચારો મનુષ્ય !

## ( ૧૫ ) પરમાર જગદેવ.

આ કાવ્ય, પરમાર જગદેવ, ત્હેની પત્ની વીરમતી તથા ત્હેના કુમારની આદર્શ સ્વામિભક્તિ આલેખે છે. જગદેવ પોતાના ' શતપાલક ' સ્વામીને સટે પોતાની જીંદગી આપવા તૈયાર થાય છે.

વીરમતી પણ એ નિશ્ચયને વધાવી લે છે, પોતે પણ મરવાનો નિશ્ચય કરે છે. પોતાનાં બાલકોનો વિચાર આવતાં ત્હેમની પણ આહુતિ આપવાનોજ નિશ્ચય કરે છે. જગદેવને પોતાના તથા પોતાનાં બાલકોના બલિદાનથી પોતાના સ્વામીનું આયુષ્ય વધારી રાજાજીનું લુણ હલાલ કરવાનો અને ત્હેની પત્નીને પોતાના પતિ સાથે મરી, સતીધર્મ બજાવવાનો અભિલાષ છે. કુમારને પણ પોતાની ક્ષત્રિયવટ પ્રાણાંતે પણ જાળવવાની હોંસ છે.

તિમિર=અંધકાર; અર્ચા=પ્રાર્થના; નરશાર્દૂલ=માણસનાં વાઘ જેવો; વિશ્વંભર=વિશ્વનું ભરણ પોષણ કરનાર વિષ્ણુ; દૈત્યમર્દિની=દૈત્યને મારનાર દેવી; અનુરક્ત=વ્હાલા; મીન=માછલી; વિદાર=કાપી નાંખું; અમી=અમૃત.

---

## ( ૧૬ ) નવરોઝ.

કાવ્યના પહેલા ભાગમાં શહેનશાહ અકબરના વખતમાં ભરાતા નવરોઝ મેળાનું સુંદર વર્ણન છે. પાછળના ભાગમાં અકબરની કામવાસનાનો ભોગ થઇ પડેલી વીકાનેરનરેન્દ્રની રાણી લાલબાએ પોતાના શીલ ખાતર બતાવેલા શૌર્યનું વર્ણન છે. શહેનશાહના વૈભવમાં અંજાઇ ન જતાં, બળાત્કારની ધમકી આપતા એ કામુક ઉપર લાલબા—

'ધૂરકી સિંહણી જેવી, કટારી કર ખેંચની
પરહસ્તે કદિ દીઠી કહો કો જીવતી સતી ?'
છંછેડાઇ સતી ભારે, ઝેરીલી નાગણી સમી:
તિરસ્કારતણા ભાલા, નેત્રથી વરસાવતી !

બિચારો શહેનશાહ ! 'શીરે ગાજતા મૃત્યુ'થી ગભરાઇ, લાલબાની માફી માગી, તેને નવરોઝ બંધ કરવાનું વચન આપે છે. 'શરમની શ્યામ શાહી તો ઢળી છે શાહને મુખે.'–તે લાલબા જેવી ક્ષત્રિયાણીના સતીત્વના પ્રતાપેજ.

હાટ=દુકાન; પીપાસુ=પીવા ઇચ્છતો; નમાવ્યું–નમાવરાવ્યું.

---

## ( ૧૭ ) કૃષ્ણાકુમારી.

પોતાને સારૂ પોતાના દેશ ઉપર આવતું દુઃખનું વાદળું વિખેરવા માટે મૃત્યુને પણ વધાવી લેતી કૃષ્ણાકુમારીનું કરૂણ ચિત્ર આ કાવ્ય આપે છે. 'જીવું તો રાજ્યને હાનિ, મરૂં તો સુખશાન્તિ છે: તો કાં ના વધાવું હું મૃત્યુના પુણ્યપંથને ?' એવો વિચાર કરનારી આર્યબાલાઓ ખરે વિરલજ છે !

હેમ-વલ્લી=સોનાની વેલ; સહને=વેર; સેજ–પથારી; જામ=પ્યાલો; દંષ્ટ્રા કરાલે=કાળની વિકરાલ દાઢે–મૃત્યુએ; વિલાયું=ગયું.

---

## ( ૧૮ ) માન–ભંગ.

આ કાવ્ય ક્ષત્રિયાણીઓના સાચા ટેકનું ચિત્ર રજુ કરે છે. રત્નસિંહને લગ્નના બેજ દિવસ પછી લડાઇમાં જવાનું રાજાનું ફરમાન થયું છે; પોતાની પ્રિયતમા ચંદ્રમુખીની વિદાય લેવા એ જાય છે.

'મુગ્ધા રસીલી નવોઢાને' છોડીને જવા એનું હૃદય આનાકાની કરે છે; અને એને શીયળ સાચવવાની સાવધાનતા રાખવા કહે છે.

ક્ષત્રિયાણી એ બાબત પોતાના પતિને નિશ્ચિંત રહેવાને ખાત્રી આપે છે;

"રોળી રિપુ ઘુમી રહો રણ રંગમાંહે
છો દેહ જાય પ્રિય કીર્તિ અખંડ કાજે"

એમ કહે છે. રત્નસિંહને પ્રાણની તો પરવા નથી પણ એને ચિંતા પોતાની પત્ની વિશે જ છે; તેથી બીજીવાર સતીધર્મ સાચવવાની એને સૂચના કરે છે.

ચંદ્રમુખી એવી શંકા ન રાખવા વિનવે છે; અને પોતાને સાથે લેવાની ઇચ્છા બતાવે છે. રત્નસિંહને પત્નિને સાથે લઇ જવાની ઇચ્છા નથી. ફક્ત એની ચિંતા ચંદ્રમુખી પોતાનો ધર્મ પાળે એટલીજ છે

એ વિદાય લઇ બહાર ગયો; છતાં પ્રણયીનું હૃદય અધીરૂં હતું. ડહેલીએથી પણ ત્રીજીવાર નીતિથી રહેવાનો સંદેશો કહેવડાવ્યો. તોપણ એને સંતોષ વળ્યો નહીં. ઘોડા ઉપર બેસતે બેસતે પણ 'કરજો શીલ રક્ષાય' એવી શિખામણ કહેવડાવી.

આટલો બધો પોતાના પતિનો અવિશ્વાસ જોતાં માનિની "માનભંગ" થઇ. ભોગી ભ્રમરનું મન પુષ્પમાં ભમતું રહેશે તો વીર-ધર્મ ચૂકશે એવા વિચારથી એ 'અગ્નિસરિખી' વીરાંગનાએ પોતાનું શિર તલવાર વડે કાપીને પતિ પાસે મોકલાવ્યું; ને કહેવડાવ્યું કે—

'જોહરનાં બલિદાન દેતાં ટેક ચૂકે નહીં:
કરવું પછી નિદાન, નાથ કર્યું મ્હેં પ્હેલું તે !
ખેલો રણમાં રંગ, હાક વગાડો પૃથ્વીમાં:
પછીથી ફાગ વસન્ત ખેલીશું સુરપુરમાં.'

રત્નસિંહે પોતાની પ્રિયતમાનું મસ્તક ગળે બાંધી કેસરીયાં કર્યાં; ને શત્રુને હંફાવ્યો.

જ્યહારે વીરનરોને ઉત્સાહ આપનારી અને પોતાનો ધર્મ ન ચૂકનારી વીરાંગનાઓ હિંદમાં હતી ત્યારે હિંદુસ્તાનની જાહોજલાલીનો પણ અવધિં નહોતો.

મીટભરી=એકી ટશે; શંકા-કીટ=શંકા રૂપી કીડો; શુચિવ્રત=શીયળનું પવિત્રવ્રત; રુંઢમાલ=માથાની ખોપરીનો હાર; વનરાજ=સિંહ; સોદામિની=વિજળી.

---

## (૧૯) બલિદાન.

આ કાવ્ય જોધપુરના રાજા જસવંતસિંહની રાણી રાજેશ્વરીનું પરાક્રમ વર્ણવે છે. ઔરંગઝેબે ત્હેના પતિને દગો દઇ મારી નાખ્યો હતો; અને ત્હેના દીકરાને પણ પૂરો કરવાની યુક્તિ કરતો હતો. એનું વૈર લીધા વગર બીજી રજપૂતાણીઓની પેઠે જુહાર કરી પોતાનું બલિદાન ન આપતાં, લડાઇમાં લડવા હાથી ઉપર બેસીને એ આવી. સતત સાત દિવસ સુધી મોગલો સાથે એ વીરરમણી લઢી, અને કેટલાએ મોગલોને યમસદને પહોંચાડી, હાથી ઉપર ગોઠવી રાખેલી રાળની થેલી એણે સળગાવી. છે. છેવટે રજપૂતાણી સમરાંગણમાંજ બળી ભસ્મ થઇ.

પરિધાન=લુગડાં; સ્કંધ=ખભો; રાજતી=શોભતી; મહિષાસુરમર્દિની–મહિષાસુરને મારનાર અંબામાના જેવી ભયંકર.

---

## (૨૦) જોહર.

રજપૂતોનાં ઇતિહાસપ્રસિદ્ધ "કેસરીઆં" નો ઘટતો જવાબ રજપૂતાણીઓ 'જોહર'થી વાળતી એ પ્રસંગ હિંદવાસીઓને નવો નહી લાગે. પદ્મિની, રાજેશ્વરી, વગેરે રાણીઓનાં યશોગીતમાં આ જોહરનાં કાળજાં કંપાવનાર અને હૃદય ચીરનાર વર્ણન બહુ ભભકભરી વાણીમાં લખાએલાં મળી આવે છે. આ કાવ્યમાં એ 'જોહર'નું વર્ણન કરવામાં આવ્યું છે.

વિજયી શત્રુના હાથમાં સપડાવાને બદલે રજપૂતાણીઓ મૃત્યુજ પસંદ કરતી. સેંથીમાં સિન્દૂર પૂરી એ વીરાંગનાઓ જાણે રાસ રમવાજ ભેગી થતી ન હોય એવા ઉમંગથી અગ્નિને બળિદાન આપતી.

સર્વ-ભક્ષી=બધાનું ભક્ષણ કરનારો અગ્નિ; કનકસરખી=સોના જેવી.

---

## કાવ્ય-સંગ્રહમાંનાં ક્ષત્રિય પાત્રો.

આ કાવ્ય-સંગ્રહમાંનાં છ કાવ્યોમાં (૧૪-૧૯) ક્ષત્રિયોનાં યશોગાન છે; અને એ છ એ કાવ્યોમાં ક્ષત્રિયોનાં શૌર્ય, સ્વામી ભક્તિ, દેશદાઝ ને ટેક તથા ક્ષત્રિયાણીઓના પાતિવ્રત્યની સારી ઝાંખી થાય છે.

ક્ષત્રિયાણીઓને શીયળ બહુ વ્હાલું છે. 'મરૂં કાં તો મારૂં, શિયળવ્રત હું ના ત્યજું કદી' એવો પતિવ્રતા વીરમતીનો દૃઢ નિશ્ચય છે. લાલબા શહેનશાહ-અકબરના વૈભવથી અંજાઇ, શીયળભંગ થવા દેતી નથી. ક્ષત્રિયાણીઓ પોતાનો ધર્મ બરોબર સ્હમજે છે. પોતાના શિયળભંગ કરતાં ત્હેમને મૃત્યુ વધારે વ્હાલું છે. અને તેથી જ વિજયી શત્રુના હાથમાં સપડાતાં પહેલાં તેઓ અગ્નિમાં ઉમંગથી બળી મરે છે.

એમના શૌર્યનો પણ અવધિ નથી. કટારી-એ વીરમતીની 'નિશદિનતણી સહચરી છે'! એના શીયળ ઉપર હુમલો કરનારને ચંડીસમી એ વીરાંગના, પોતાની કટારીનો સ્વાદ ચખાડે છે.

લાલબા એની પાસે અયોગ્ય માગણી કરતા કામુક ઉપર સિંહણી સમી ધસે છે; અને ખુદ શાહેનશાહ અકબરને પણ ધ્રુજાવે છે. રાજેશ્વરી પોતાના પતિને દગો કરી મારનાર સ્હામે, જાણે મહિષાસુરમર્દિની હોય તેમ સતત સાત દિવસ સુધી લઢી, અસંખ્ય મોગલોને મારી, વેરની વસુલાત કરે છે. રણમાં સિધાવતા પતિને પણ એમનું કહેવું એમજ છે કે

' રોળી રિપુ ઘુમી રહો રણ રંગમાંહે
છો દેહ જાય, પ્રિય ! કીર્તિ અખંડ રાજે ! '

પોતાના પતિના દેહની ચિંતા કરતાં, તેઓ ક્ષત્રિયોનો ધર્મ અને ટેક ખરેખર જાળવે એજ એમની અભિલાષા હોય છે. પોતાનામાં મન રહી જશે તો પોતાનો પતિ રણમાં ખરેખર લઢશે નહીં, તે વીરધર્મ ચૂકશે—એ બ્હીકથી પોતાના ઉપર પતિની પૂરી શ્રદ્ધા ન હોવાથી માનભંગ થયેલી ચંદ્રમુખી પોતાનું ગળું પોતેજ કાપી પતિ પાસે મોકલાવે છે. વળી કૃષ્ણાકુમારી પોતાને લીધે આખા દેશ ઉપરના કષ્ટને નિવારવાને મૃત્યુ વધાવી લે છે.

ક્ષત્રિયોની સ્વામીભક્તિનું આબેહુબ ચિત્ર પરમાર જગદેવના પાત્રમાં ખડું થાય છે. પોતાના સ્વામીની જીંદગી સારૂ પોતાની, પોતાની પત્નીની તથા બાળકોની જીંદગીની આહુતિ આપવાનો જગદેવના અંતરનો અભિલાષ છે. પત્ની વીરમતી તથા કુમાર પણ આ વિચારને વધાવી લે છે. જ્યાં આવા વીરો અને વીરરમણીઓ હતાં તે હિન્દુસ્તાનનું તો હવે માત્ર ઇતિહાસ સ્મરણ જ રહ્યું છે !

## વિવરણ સંપૂર્ણ.

---